# વસંત—સુલોચના

અથવા

## પવિત્ર પ્રેમની પ્રતિમા.



લેખક તથા પ્રકાશક:—

**મણીલાલ જીવરામ ગાંધી.**

મુ૦ આદર (મહીકાંઠા).





આવૃત્તિ ૧ લી — [illegible]

સંવત ૧૯૭૪ — સને ૧૯૧૮



કીંમત ૦-૮-૦ — પોસ્ટેજ ૦-૧-૦

# અર્પણ પત્રિકા.

પરમ દયાશીલ સદ્ગુણાલંકૃત શેઠ શ્રી,

**ગોકળદાસ માનચંદ; મુ. સાંગલી.**

ગુર્જર સાહિત્યની ખીલવણી પ્રત્યે આપશ્રી અત્યંત લાગણી ધરાવો છો. આહોશ વ્યાપારી તરીકે સર્વત્ર પ્રસિદ્ધ થઇ સ્વર્ગસ્થ પિતાની કીર્તિમાં વૃદ્ધી કરી છે. તેમજ આપનો અપ્રતિમ પ્રેમાળ સ્વભાવ અને પરોપકાર શીલતા ઇત્યાદિ ઉચ્ચ ગુણોથી મુગ્ધ થઇ આપણા "સ્વામી–સેવક" તરીકેના નીકટ સંબંધના નીરંતર સ્મર્ણાર્થે આ પુસ્તક આપને પ્રેમપુર્વક અર્પણ કરું છું.

લી. હું છું,

આપનો આભારી સેવક

**મણીલાલ જીવરામ ગાંધી.**

જાદરકર.

સદ્ગત પ્રિય ભાઈશ્રી,

શીવશંકર ઉમીયાશંકર પંચોલી.

બહોળી નિવાસી.

તમે નાની વયમાં જ મમતાળુ સ્વભાવ વડે અનુભવમાં આવનાર જનોનાં હૃદય જીતી લીધાં છે. મારૂં "વસંત–સુલોચના" નૉવેલ બહાર પડેલું જોવા તમે ઘણા ઇન્તેજાર હતા. પણ હાય! દૈવની ગતી વિચિત્ર છે. આ ફાની દુનીયાનો સંબંધ છોડી સંવત ૧૯૭૪ ના ચૈત્ર સુદી ૧૦ ના રોજ તમે ઓચીંતો સ્વર્ગ વાસ કર્યો!!! પ્રિય મિત્ર! વૃદ્ધ અને નિરાધાર વિધવા માતા, પત્ની તથા મિત્રને રઝળતાં કરી તમે સ્વર્ગનું સુખ વ્હાલું કર્યું!!! પ્રભુ તમારા આત્માને અચળ શાંતિ અર્પો એજ અંતીમ યાચના છે.

લી. સદાનો વિયોગી,

મિત્ર મણીલાલ જીવરામ ગાંધી.

# પ્રસ્તાવના.

વિશ્વનિયંતાની કરૂણાથી આજે "વસંત-સુલોચના" નામક નૉવેલ વાંચકોના કર કમળમાં મુકવા ભાગ્યશાળી થયો છું. તેથી હૃદય હર્ષથી ઉભરાઇ જાય છે.

ભારત સંતાનોનાં હૃદયમાં પરસ્પર ભ્રાતૃભાવ ઉત્પન્ન થાય, "સત્યના પવિત્રપંથપરજ અવીચળ સુખ સમાએલું છે" એ સુત્ર યથાર્થ સ્વરૂપમાં સમજાય, તથા બાળલગ્ન, કન્યાવિક્રય આદિ આર્યાવર્તને અવનતીના ઘોર અંધકારમાં ડુબાવનાર રાક્ષસી રીવાજનું નીકંદન થાય ઇત્યાદિ ઉદ્દેશને લક્ષમાં રાખી આ નવલકથા આલેખી છે.

પુસ્તકને વિશેષ આકર્ષક બનાવવા, વેસ્યા વિહારનું દુઃખદાયક પરિણામ, વિયોગ દુઃખમાં દગ્ધ થતી વનીતાની દયાજનક સ્થિતી, પવિત્ર રાજ્યકર્તાની પ્રસંશનીય ન્યાયશીલતા, દાંપત્ય પ્રેમનો દૈવી ચિતાર, સંસારની અનિત્યતા તથા રાજ્ય લોભમાં અંધ બની કલંકમય કૃત્ય આરંભનાર, પતિનો વધ કરનાર આર્ય રમણીની વીરતા, વિગેરે વિષયોને વાર્તાના રૂપમાં ગુંથ્યા છે, તેમજ કાવ્યનો પણ યથેચ્છ ઉપયોગ કર્યો છે.

આ સંસારમાં સરજનહાર શિવાય કોઇ પણ વસ્તુ દોષ રહીત નથી, તેથી મારા લેખમાં જે કંઇ ભુલચુક જણાય તેના પ્રતી ક્ષમ્ય દ્રષ્ટિથી નીહાળી, માત્ર ગુણનેજ ગ્રહણ કરવા વાંચક બંધુઓને વિનંતી કરૂં છું.

આ નવલકથાના વાંચનથી પ્રિય આર્ય બંધુઓનાં હૃદય કંઇક અંશે પણ રીઝશે તો હું મારો શ્રમ સફળ થયો સમજીશ.

આ પુસ્તક બહાર પાડવામાં મ્હારા પુજ્ય શેઠશ્રી દેવીદાસભાઇ, કે જેઓ સ્વ૦ શેઠ માનચંદ વાલચંદ-મુંબઇની પેઢીના પ્રોપ્રાયટર છે, તેમણે મને ઘણીજ સહાય કરી છે તેથી આ સ્થળે તેઓ દયાળુનો અંતઃકરણપુર્વક આભાર માનું છું અને તેમના જીવનમાં યશ અને લક્ષ્મીની દિનપ્રતિદીન વૃદ્ધિ કરવા વિશ્વનીયંતાને નમ્રતાપુર્વક વિનંતી કરૂં છું.

લી. જૈનસમાજનો સેવક,

**મણીલાલ જીવરામ ગાંધી, જાદરકર.**





# વસંત સુલોચના

અથવા

# પવિત્ર પ્રેમની પ્રતિમા.

## પ્રકરણ પહેલું.

### કુરસેનનું કવિત્તું.

ઓ ચંદ્ર તું શીતળ છતાં કયમ ઉષ્ણ આજ જણાય છે!
શાન્તિ નથી લવલેશ, ઉર બેચેન બહુ બહુ થાય છે.
લહેરો પવનની મંદ આ અંગાર જેવી લાગતી,
વૈભવ અને વસ્ત્રો બળ્યાં! આપી શકે સુખ ના રતી!

**વાં**ચક બંધુઓ! ઉપર પ્રમાણે કાવ્ય વિમળપુર શહેરના પાટવી કુંવર કુરસેન પોતાના દિવાનખાનાની બારીમાં બેસી સ્વગત બોલી રહ્યો છે. કુંવર એક અપ્સરા તુલ્ય અબળાના નયન તીરથી વિંધાયો છે. કામદેવની કારમી પીડાથી પરવશ થયો છે. અત્યારે તે વિચારના

વમળે ચઢેલો છે. અને પ્રતિ પળે પ્રેમનું શર સાંધનાર સુંદરીને સંબોધી બોલ્યાં કરે છે! ઓ ભૂવન મોહીની! તારા પ્રેમમાં હું દિવાનો બન્યો છું. જ્યારથી સરિતાપર સહેલ કરવા જતાં તને બગીચામાં નજરે જોઇ છે ત્યારથી ખરેખાત! મેં મારી સાન અને શુદ્ધ ખોઇ છે. અહા! શું તારૂં સૌંદર્ય! પુર્ણીમાના ચંદ્ર સમાન ખીલેલા મોહક વદને મારા મનને હરી લીધું છે. તારા મણીધર સમાન કેશ-કલાપે મને કેદ કરી લીધો છે. નીર્દોષ હાવભાવે મારી સર્વ હામ હરી લીધી છે.

હંસ જેવી લટકતી ચાલે મારી ચતુરાઇ ચોરી લીધી છે. ઓ પ્રેમીબાળા! તારા મીલન વીના સંસાર સળગતા સ્મશાન સમાન લાગે છે. અરે પણ હું તેને કેવી રીતે મેળવી શકીશ! અત્યારે મારૂં મગજ બીલકુલ કામ કરી શકતું નથી. મસ્તિષ્કની સર્વ શક્તિ જાણે તે મોહીનીએજ ન લઇ લીધી હોય! એમ લાગે છે. અરે, પણ બહારથી કોઇનો પગરવ સંભળાય છે.

"કોણ કાળુ! વાહ યાર! ઠીક આવી પહોંચ્યો. તારા વિના તો કીનારે આવેલા વહાણનો વિનાશ થઈ જતો હતો."

કાળુએ દિવાનખાનામાં પ્રવેશ કરતાં કહ્યું—બાપુ! આ સેવક તો આપની સેવામાં આઠે પહોર હાજરજ છે! માત્ર હુકમ થાય તેટલીજ વાર છે. દાસ શીરને સાટે પણ સોંપેલું કાર્ય પુરૂં કરવા તૈયાર છે.

કુરસેન— શાબાશ શાબાશ કાળુ! ધન્ય છે તારી હિંમત અને વફાદારીને. લે સાંભળ! ત્યારે કહું છું. પણ વાતને તારા દિલની પેટીમાંજ પુરી રાખજે. સ્વપ્નમાં પણ ઉચ્ચાર ન થાય તેની પુરતી

કાળજી ધરાવજે. કારણકે પિતાજીનો સ્વભાવ તો તું સારી પેઠે જાણે છે.

કાળુ—એ શું બોલ્યા બાપુ! શું કિંકરે કોઈ દિવસ એવી કસુર કરી છે! જ્યાં સુધી આ દેહમાં જીવ છે અને જીવમાં ચૈતન્ય શક્તિ છે ત્યાં સુધી આ કાળુ આપનોજ છે.

ક્રુરસેન—ત્યારે સાંભળ! આપણા ગામમાં કંચનલાલ દેશાઇની પુત્રી સુલોચના છે. તેના સૌંદર્યમાં હું મુગ્ધ થયો છું. તેને મેળવ્યા શિવાય ખાનપાન, વસ્ત્ર, વૈભવ કે કંઇ વસ્તુ પ્રિય લાગતી નથી. માટે બળથી કળથી કે છળથી તે મોહક બાળાને મેળવવી જોઇએ. બોલ કાળુ! શી યુક્તિ કામે લગાડવી! કામ પાર પડયા પછી તારી મહેનત નિષ્ફળ નહિ જાય તેની ખાત્રી રાખજે. હાલ તો આ રૂ. ૧૦૦ ની નોટ આપું છું તે ખીસામાં ખેરવ અને મારા પ્રાણને પરવશ બનાવનાર પુતળીને હાથ કરવા માટે તારા વિચાર યંત્રની ચાવી ફેરવ.

કાળુ (નોટને ખીસ્સામાં મુકી)—રંગ છે બાપુ આપની ઉદાર વૃત્તિને! આ દેહ આપના અન્ન વડેજ બંધાયો છે. તેથી આતો શું પણ કદાચ આથી વધારે જોખમવાળું કામ હોય યા મારો જાન આપવાનો હોય તોપણ આ કાળીઓ પાછી પાની કરે એમ નથી. વારૂ પણ આપે તે સૌંદર્યતાનો નમુનો ક્યાં અને ક્યારે જોયો તે કહેશો?

ક્રુરસેન—શું કહું કાળુ! ગઇ કાલે સાંજના હું સરિતાપર ફરવા ગયો હતો તે વખતે શીવ મંદીર આગળ તેને જોઇ હતી. બસ! ત્યારનો જીવ ત્યાંનો ત્યાં છે. કાળુ! હવે મેળવવાનો ઉપાય જલ્દી બતાવ, મને વધારે ન તરસાવ. મારી અધીરતા પ્રતિપળે વધતી જાય

છે. પ્યારીના દર્શન વિના જીવ મુંઝાય છે. વીરહ વેદના વીંછીના ડંખથી પણ વધારે દુઃખકર થાય છે.

કાળુ—વાહ બાપુ વાહ! ખુબ કરી! પ્રમદાના પ્રેમમાં પુર્ણ રીતે રંગાયા લાગો છો પણ ખાવિંદ! એ રંભાની પ્રેમ જાળમાં જોડાયા પછી આ ગરીબ કાળીયાને કોઇ દિવસ યાદ કરશો કે નહિ તે તો કહો!

કુરસેન—કાળુ! ગાંડો થયો કે શું? તું તો મને જીવથી પણ વધારે વહાલો છે. હું કદાચ મારા શરીરને ભુલી જાઉં પણ તને તો નજ ભુલું. બસ હવે કંઇ કહેવું છે? ચાલ જે યુક્તિ યોજવાની હોય તે જલ્દી બતાવી દે. મારી અધિરતાનો અંત લાવી દે.

કાળુ—સાંભળો બાપુ! પણ......

કુરસેન—પણ ને બણ. જે બોલવું હોય તે બોલી નાખને? નાહક શાને તર્ફડાવે છે? સળગેલા હૃદયને શું સતાવે છે?

કાળુ—ધીરજ ધરો બાપુ! જરા ધીરજ ધરો! યુક્તિ ઉત્તમ પ્રકારની બતાવું છું. આતો જરાક આપનું પાણી જોયું! પાણી.

કુરસેન—અરે પાગલ! પાણી જોવાનો આ વખત નથી. હવે મુદ્દાની વાત કહેવી છે કે આમ ઉડાવ્યાંજ કરવું છે!

કાળુ—એમ આકળા શું થાઓ છો સાહેબ! હવે એમજ સમજી લ્યો કે એ સર્વાંગ સુંદરી આપની સામેજ ઉભી છે, જુઓ! કાલે શીવરાત્રી હોવાથી સુલોચના શીવદર્શન માટે અવશ્ય આવશે. આપણે બન્ને પ્રથમથીજ દેવળના ચોક પાછળ છુપાઇ રહીશું. યોગ્ય પ્રસંગ પ્રાપ્ત થતાંજ તમે તેની પાસે જજો. અને તમારી સત્તા સૌંદર્યતા અને વૈભવની લાલચમાં લલચાવી યુક્તિપુરઃસર પ્રેમયાચના કરજો.

દેવળના પુજારીઓને પાંચ પાંચ સોના મહોરો આપી પોતાના કરી લેજો. એટલે તેઓ વિઘ્નરૂપ નહિ થતાં ઉલટા મોહીનીને મેળવવામાં મદદગાર થશે. અને ગાંધર્વ લગ્ન કરી તમારો હાથ તે સુંદરીના હાથ જોડે મેળવી આપશે, તેમ છતાં સુલોચના ઇન્કાર કરશે તો પછી બળાત્કારે તેને ઉપાડી મહાલયમાં લાવવા આપણે સંપૂર્ણ શક્તિવાન છીએ. પણ હું ધારૂં છું કે એટલી મહેનત લેવાની ભાગ્યેજ જરૂર પડશે. લક્ષ્મી અને વૈભવની લાલચમાં મોટા મોટા મુનીવર પણ લલચાય છે તો એક યૌવનના પુરમાં તણાતી યુવતીની શી વીસાત ! કેમ હજુર ! કંઇ બોલતા નથી ?

ક્રુરસેન—કાળુ, શું બોલું ! હું તારી તરકીબથી ખુશ ખુશ થઇ ગયો છું. દિલમાંથી બધી દીલગીરી દુર થઇ છે. આનંદની ઉર્મીઓ શરીરના પ્રત્યેક અવયવમાં પથરાઇ ગઇ છે. તું કાલે વખતસર શીવ મંદીરે આવજે. હું પણ સુંદર વસ્ત્ર શણગાર સજીને આવીશ.

" ત્યારે હું હવે રજા લઉંછું. સરકાર !" એમ કહી કાળુ પોતાના મુકામે ચાલ્યો ગયો.

પ્રિયવાંચક ! ક્રુરસેનને અત્યારે હર્ષાતિરેક થયો છે. નિર્ધનને જેમ અચાનક ધન પ્રાપ્ત થયું હોય યા વંધ્યાને પુત્ર પ્રસવ થયો હોય, તેવો આનંદ તે અનુભવી રહ્યો છે. ઉત્સાહના આવેશમાં તેણે મન સાથે મોડી રાત સુધી હવાઇ કિલ્લા ચણ્યા અને આખરે નિદ્રાદેવીને આધીન થયો.

દીવાનખાનામાં દિપક મંદ મંદ પ્રકાશ આપી રહ્યો હતો. પરંતુ બારીઓ ખુલ્લી હતી, તેથી પવનના ઝપાટાવડે થોડીક પળમાં બુઝાઈ ગયો. ક્રુરસેન ! અનીતીમય કૃત્યનાં કાવિત્રાં રચનાર દુષ્ટ ક્રુર-

સેન ! વિષયરૂપી પ્રાણઘાતક પવનના પ્રબળ ઝપાટાથી ત્હારો જીવન દીપક પણ એક દિવસ જરૂર બુઝાઇ જશે. એવું તું કયાં સમજે છે ?

પ્રિય પાઠકો ! ક્રુરસેન બાલ્યાવસ્થાથીજ નીચ ખવાસોના હાથ નીચે ઉછર્યો હતો. નીતિમય માર્ગનું દર્શન કરાવનાર સરસ્વતી દેવી સાથે તેને પરમ શત્રુતા હતી, તેમજ શાસ્ત્રાભ્યાસ અને નીતિજ્ઞ જનોની સોબતના અભાવે તેનામાં નૈતિક બળનું નામ નીશાન પણ નહોતું. મહારાજા કેસરીસીંહનો સ્વભાવ અનીતિ કરનાર પ્રત્યે બહુજ કડક હતો. પોતાની રૈયત પ્રતિ તેઓ સદા વાત્સલ્યમય સ્નેહની નજરે જોતા. ગુન્હેગાર ગમે તેવા વસીલાવાળો હોય યા કદાચ પોતાનો પુત્ર હોય તો પણ તેને શાસન આપ્યા વિના રહેતા નહિ. આમ છતાં ક્રુરસેન પોતાના ક્રુર કૃત્યોમાં ઘણી વખત ફાવી જતો. કારણ કે તેનામાં અસાધારણ વાક્ચાતુર્યતા હતી, કે જે મહારાજાના કડક પણ ભોળા સ્વભાવને વશ કરવા વખતો વખત વિજયી નીવડતી. પરંતુ કુદરતનો એક મહાન અને અબાધિત નિયમ છે કે:—

" અનીતી કર્યાથી દુષ્ટને દિન ચાર સુખ દેખાય છે,
પ્રભુને ગણે ના લેશ હા ! ગર્વે ઘણો ફુલાય છે.

પણ ક્રુર કૃત્ય રૂપી અનલ જ્યાં અંગમાં ફેલાય છે,
પસ્તાય છે પાપી વિજય નીતિનોજ અંતે થાય છે. "

એ નિયમાનુસાર ક્રુરસેનને પોતાનાં કુકર્મનું કેવું કડવું ફળ મળે છે તે આપણે આગળ જોઇશું.

## પ્રકરણ બીજું.

### દયાહિન દેશાઇ.

કુંચનલાલ દેશાઇ આજ પ્રભાતના બહાર ગએલા છે. મધ્યાહ્ન સમય થયો છતાં ઘેર આવ્યા નથી. તેથી તેમની સ્ત્રી મોહીની તેમની માર્ગ પ્રતિક્ષા કરતી બેસી રહી છે. "આજ એવું શું અગત્યનું કામ આવ્યું હશે કે ભોજનનો સમય પણ ભુલી ગયા? કંઇ વિઘ્ન થયું હશે યા રાજ્યદ્વારી આમંત્રણ હશે! કે કોઇ વેપારી જોડે વાતે ચઢયા હશે?" એમ અંતરમાં અનેક પ્રકારની કલ્પનાઓ કરે છે. એટલામાં બહારથી કોઇના આગમનનો અવાજ સંભળાયો. છેટેથી સ્વામીને જોઇ મોહીનીની વિચારમાળાનો અંત આવ્યો. મોહીની કંઇ પણ પ્રશ્ન પુછે તે પહેલાંજ કંચનલાલ દેશાઈ ગૃહ દ્વારમાં પ્રવેશતાંજ કાંધ પર મુકેલી સવામણ ભારની થેલી નીચે નાખી બોલ્યા:—

ચાલો શ્રીફળ, ગોળ, ધાણા, કુંકુમ, ધુપ વિગેરે માંગલીક વસ્તુઓ મંગાવો. ચીત્રકામ કરનાર કાબેલ કારીગરો બોલાવો અને ધવળ મંગળ ગીત ગવરાવો. દેશાઇનું હૃદય હર્ષથી ઉભરાય છે. ચાલતાં ચાલતાં ધોતીયાની પાટલીમાં પગ આવવાથી પડી જાય છે. ગૃહમાં બાળકોને અત્યંત હાસ્ય થાય છે. મોહીની આ વિચિત્ર દ્રષ્ય જોઈ ચકિત થાય છે.

"પ્રાણેશ! કયું કારણ આપને આ અલૌકિક આનંદ અનુભવાવે છે? જરા ધીરજ ધરો, અને આ કિંકરીને સર્વ વાતથી વાકેફ કરો. મને તો એજ ભય થાય છે કે વખતે આપને હર્ષ સન્નિપાત થઈ જશે." મોહીનીએ હાસ્યયુક્ત મુદ્રાથી કહ્યું.

"તેં કંઈ એવા ઘેલા દેખ્યા! દેશાઈ ધોતીયાનો છેડો બરાબર કરતાં બોલ્યા, હવે સાંભળ. ધ્યાન દઈ સાંભળ! આપણી સુલોચનાનું શુભ લગ્ન પેલા મોતીલાલ શેઠના છોકરા છેલશંકર જોડે નક્કી કર્યું છે. વ્હાલી! શું કહું! બસ પરમાત્માએ આપણી ગરીબીનું દુઃખ હર્યું છે. દાપાના રૂપીયા ચાર હજાર ઠરાવ્યા છે. તેમાં બે હજાર લગ્ન થયા પછી આપવાના, અને બે હજાર રોકડા આ રહ્યા જો! કોથળીમાં બહુ વજન! મારી ગરદન હજુ દુઃખે છે.

મોહીની તો આ વાત સાંભળતાંજ સ્તબ્ધ થઈ ગઇ. તેના મુખ પરનો આનંદ ઉડી ગયો અને તેને બદલે ક્રોધનો અગ્નિ ઉપસ્થિત થયો. છતાં વિનય જાળવીને કહેવા લાગી! અરે પતિ! તમે આ શું બોલો છો? મારી શાણી સુલોચનાનું લગ્ન એ અનીતિના માર્ગ પર અથડાતા છેલશંકર જોડે નક્કી કર્યું? ઓ સ્વાર્થાંધ સ્વામી! એ માબાપની આજ્ઞાને ઉથાપનાર, સ્વધર્મને ધિક્કારનાર નીચ વેશ્યાગામી સાથે નિર્દોષ–ગરીબ ગાય જેવી દીકરીનું વેવીશાળ કરાવતાં શું તમને લગાર પણ લાગણી ન થઇ! પૈસાના પ્રેમમાં પરવશ થએલ પતિ! લગ્ન પછી રાંક દિકરીની શી દશા થશે તેનો તમે કંઇ વિચાર કર્યો? કે વગર વિચાર્યે શ્રીફળ લેવા હાથજ ધર્યો! જાઓ! આવ્યા તેવા પાછે પગલે. મારે એવા અધર્મના પૈસા લઈ સુખ નથી ભોગવવું. રૂપીઆ જલ્દી પાછા આપી આવો.

કંચનલાલ—તેં વળી આ પંડિતાઇ ક્યારની ગળામાં પરોવી છે? ઘેર બેઠાં ગંગા મૈયા સામી આવે છે, ત્યારે અક્કલહીણુ અવળું મોં કરી બેસે છે. પ્રભુ પ્રેમથી ઘી દુધ ને સાકર ખાવાનો સમય આપે છે ત્યારે મૂર્ખ માનુની! તું વચ્ચે કંટક રૂપ થવા માગે છે કેમ?

મોહીની—ઓ નીર્દય નાથ! રાંકને રહેંસી મેળવેલા પૈસા વડે તમે સુખ ભોગવવા ધારો છો? હાય! કાયર નરની માફક તમારા મુખમાંથી નીકળતાં વચન સાંભળી મારા કર્ણ ફાટી જાય છે. પતિ! પૈસા કમાવાની હિંમત ન હોય તો બંગડી પહેરો. અક્કલ ન હોય તો કાડી વેચી ખાઓ. અરે એટલી પણ શક્તિ ન હોય તો છેવટે ભીખ માગો. પણ આવા ક્રુર કસાઇની માફક દીકરીનું રૂધીર વેચવાના નાલાયક શબ્દ ન બોલો. જરાક અંતર્ચક્ષુ ખોલો. પ્રભુના નામનો જરાક ડર રાખો. દયાને છેક વિસારે ન નાખો. નીરાધાર બાળકીની કકળતી આંતરડીના શ્રાપ લઇ વૈભવમાં મ્હાલનાર માબાપને હજારવાર ફિટકાર છે. ઘોર નર્કનાં દ્વાર તેમને સારૂ સદાને માટે તૈયાર છે.

કંચનલાલ દેશાઇ કંઇક કડક અવાજ કરી બોલ્યા:—અરે કમ અક્કલ કામીની! મારા જેવા જમાનાના ખાધેલ–દુનિયામાં ડાહ્યા ગણાતા માણસને તું આમ બુદ્ધિહીણ ગણી કહાડે છે? શરમ છે! નાદાન! શું છોકરી તને વહાલી હશે અને અમને નહિ હોય? અમને તેના પ્રત્યે કંઇ દયા નહિ હોય?

મોહીની વચ્ચેજ બોલી ઉઠી:—તમને કસાઇને દયા! હાથમાં ખડગ લઇ ગરીબ બાળાને હણવા તૈયાર થએલાના હૃદયમાં દયા! વૃક્ષવેલી જેવી સુકોમળ કન્યાને કસાઇવાડે મુકવા ઉભા થએલાના અંતઃકરણમાં મયા! શું બોલો છો? તમારા મનમાં દયાનું એક ઝીણું ટીપું પણ હોત તો આવું અનિષ્ટ પગલું ભરવા કદી પણ પ્રવૃત્ત થાત નહિ. લાચાર! સ્વાર્થ રૂપી શત્રુએ તમારા હૃદયનું દયાનું દ્વાર બંધ કર્યું છે. તમારૂં મન ફક્ત પૈસાના પ્રેમમાંજ ભર્યું છે.

"ઓ નાદાન નારી! એ બધું તત્વજ્ઞાન બાજુએ રાખી હું

કહું તે જરાક સાંભળ! દિકરીનું નશીબ સદા દીકરી પાસેજ હોય છે. માબાપ તો ફક્ત દલાલરૂપી છે. પ્રભુની ઈચ્છા વિના એક પાંદડું પણ હાલી શકતું નથી. તો પછી એ બાબત વ્યર્થ ચિંતા શા સારૂ ધરે છે? અનાયાસે આવી મળેલી લક્ષ્મીને વધાવી લેવાને બદલે તેના પ્રતિ દુર્લક્ષ્ય કેમ કરે છે? દેશાઇ એક જ્ઞાનીને છાજતાં વચન બોલ્યા.

મોહીની તીરસ્કૃત વાણીથી બોલીઃ—વાહ તમારો સિદ્ધાંત! હાથે કરી દીકરીનો ભવ બાળવા ઉભા થઇ, પરિણામ ભાગ્યને આધિન ગણનાર સ્વામી! જરાક વિચારો! હાથે કરી પોતાના પગ પર કુહાડો માર્યા પછી લોહી નીકળતાં લલાટનો દોષ ગણાશે! અધમ કર્મો આદર્યા પછી ઈશ્વિરી સજા ભોગવતી વેળા શું ભાગ્યનો વાંક મનાશે? બાવળનું વૃક્ષ રોપનારને આમ્રફળનો મધુર સ્વાદ મળશે? કંઈક તો વિચારો. સરજનહાર તમારી ક્રુરતા નહિ સહન કરે! એ નક્કી માનજો.

કંચનલાલ—ગમાર ગોરી! તું જાણે છે કે પૈસા વગરનું જીવન નકામું છે! સુજ્ઞ જનોમાં સન્માન પામવા, રાજ્ય દરબારમાં ઓળખાણ પીછાણ જામવા વિગેરે અનેક કાર્યોમાં પૈસાની પ્રથમ જરૂર પડે છે. આ સમયમાં દ્રવ્ય એજ મનુષ્યનું દૈવત છે. બહુજ બુદ્ધિશાળી ગણાતા શાણા પુરૂષો પૈસાના અભાવે પહાણા મનાય છે. વસુને માટે વ્યાપારીઓ સમુદ્ર મંથન કરવા જાય છે. અરે વસુ વિના વિદ્યાવાન પુરૂષો પણ વખતે હડધુત થાય છે. માટે જરા સમજ. આ સવામણ રૂપાના ચલણી સિક્કાથી ભરેલી કોથળી પર મેં કેટલાય કિલ્લા ચણ્યા છે. તે શું તું તોડી નાખવા ધારે છે કેમ? તે કદાપી બની શકનાર નથી.

મોહીની—ઓ લોભીલાલ ! પૈસા કરતાં સંતોષજ વધારે સુખ આપી શકે છે. તમે પૈસાની મહત્તા વર્ણવી તે બરાબર છે. પૈસો પ્રાપ્ત કરવા પ્રત્યેક પુરૂષે પ્રયત્ન કરવો. પરંતુ શું તમારી પેઠે—દીકરીને દરીયામાં ફેંકી, પ્રભુના ઘોર શાસનના પાત્ર થઇ પૈસો મેળવાતો હશે ! દીકરીનું લીધેલું દ્રવ્ય કાચા પારા સમાન છે. તેનાથી કોઇ સુખી થયું નથી અને થનાર પણ નથી.

કંચનલાલ—અરે અભાગી અબળા ! આ તું શું બકે છે. દીકરીના પૈસાથી કેમ સુખી નહિ થવાય ? શું એ રૂપિયાના દાણા કંઇ બીજા રૂપીયા કરતાં ઓછા આવશે ? એ તો બધા ધર્મીના દીકરાઓએ આદરેલા ઢોંગ છે ઢોંગ ! જો સાંભળ !

દીકરીના દ્રવ્ય વડે કંઇક લોકોએ મોટી મોટી હવેલીઓ ચણાવી છે. વ્યાપારી પેઢીઓ ખોલાવી છે. છુટા હાથે નાણાં વેરી પોતાના નામની સર્વત્ર જય બોલાવી છે. જેના ભણકાર હજુ મારા કર્ણમાં થાય છે. ખરે ! મોહીની ! આવું અણધાર્યું ભક્ષ્ય મળવાથી આજે મારૂં હૃદય હર્ષને હીંચોળે ઝોલા ખાય છે.

મોહીની—શરમ છે સ્વામી ! શરમ છે. તમારા જેવા અધમ પુરૂષો નરજાતીમાં ગણાવાને તદન નાલાયક છે. તમારા જેવા ધિક્કારા જનોને લીધેજ હિંદુસ્તાનની પાયમાલી થઇ. અનીતિને માર્ગે દ્રવ્ય મેળવી મોજમજામાં મ્હાલવા કરતાં, મજુરી કરી સંતોષથી સાદુ જીવન ગાળવું એ હજારવાર શ્રેષ્ટ છે. રાંક દિકરીના માંસના દ્રવ્ય વડે ચણાવેલી હવેલીઓ તે હવેલીઓ નહિ પણ—ચણાવનારને મરણ પછી ઇશ્વરી સજા સુચવનાર યમદુતો છે. એ દ્રવ્ય વડે ખોલાવેલી પેઢીઓ તે પેઢીઓ નહિ પણ અનેક પ્રકારના પ્રપંચથી ભરેલાં પાપ-

ખાનાં—અરે કતલખાનાં છે કે જ્યાં અનેક બાળાઓના ઉકળતા અંતઃકરણના ઉષ્ણ નિશ્વાસ એકઠા થાય છે.

કંચનલાલ—હવે છાની મર છાની! મેં જો તારા જેટલું ડહાપણ રાખ્યું હોત તો વહેલો ભીખ માગતો થયો હોત. ખબરદાર! હવે મારી વાતમાં એક શબ્દ પણ બોલીશ તો જીભ કાપી નાખીશ.

પ્રિય વાંચકો! સુલોચના પોતાના ખાનગી ઓરડામાં "શાકુંતલ" નામનું એક નાટક વાંચતી હતી. શકુંતલા અને દુષ્યંતના દૈવી પ્રેમનું સુંદર ચિત્ર હૃદયમાં ચીતરી રહી હતી. પરંતુ દેશાઇ અને મોહીની વચ્ચેનો વિવાદ વધી પડવાથી, પરસ્પર ક્રોધાવેશમાં બોલાયલાં વચનોના ધ્વનીથી તેની શાંતિનો ભંગ થયો. પ્રેમનું ચિત્ર પડતું મુકયું. કોલાહલનું કારણ જાણવા અંતર ઉત્સુક બન્યું. થોડાક સવાલ જવાબ કાન દઇને સાંભળ્યા. ચતુર બાળકી તુર્ત ચેતી ગઇ કે પોતાના ઉપરજ ક્રુર પિતા ખંજર ચલાવવાની તૈયારી કરી રહ્યા છે. મમતાળુ માતાનો બચાવ કરવાનો પ્રયત્ન નિષ્ફળ થયો છે.

સુલોચનાના નેત્રમાંથી અસ્ખલિત અશ્રુ પ્રવાહ વહી નીકળ્યો. સ્વાર્થી સંસારનો સાક્ષાત્કાર થયો. પણ શું કરે! બાળા વિનીત સ્વરે પ્રભુને વિનવવા લાગી. ઓ કરૂણાળુ કીરતાર! દીન બાળાના બેલી, મારૂં ભાગ્ય આપને આધિન છે. અનાથના નાથ! અબળાના આધાર રૂપ થઇ સહાય કરજો. અણગમતા સંસારમાં ન નાખવાની મારી નમ્ર અરજી પર ધ્યાન ધરજો.

એ પ્રમાણે પ્રભુને કાલાવાલા કરી, હૃદયમાં કંઇક હીંમત ધરી પિતાની પાસે આવવા તૈયાર થઇ. પણ ત્યાં આવીને જુએ છે તો ફક્ત તેની માતા મોહીની ખિન્નમુદ્રા કરી ઉંડા વિચારમાં બેઠેલી જણાય

છે. તેનો પિતા છેવટનાં ક્રોધપુર્ણ વચનો સંભળાવી ભોજનની પણ દરકાર કર્યા વિના બહાર ચાલ્યો ગયો હતો.

સુલોચનાનાં નેત્ર હજુ ભીનાં છે. મુખકમળ કરમાએલું છે. હૃદય શોકથી ભરાએલું છે. પ્રિય પુત્રીની આવી કરૂણામય સ્થીતિ જોઇ મોહીની એકદમ ઉભી થઇ અને પ્રેમથી પાસે બેસાડી વ્હાલભર્યાં વચન વડે કહેવા લાગી. મ્હારી સુકોમળ સુલોચ! હું ધારૂં છું કે તેં તારા ક્રુર પિતાના આરંભેલા ક્રુર—હૃદયદ્રાવક કૃત્યનો હેવાલ સાંભળ્યો છે નહિ વારૂ?

સુલોચના આંખમાંથી આંસુ વર્ષાવતી બોલીઃ—હા માતા! સાંભળ્યો છે. મને લાગે છે કે સંસાર સાગરમાં હંકારાતી મારી જીવન નૌકાનો પવન વાવાઝોડા અને તોફાન જોડે ભળ્યો છે. સાથે મારી વહાલી માતાના વાત્સલ્યમય સ્નેહનો અનુભવ પણ મળ્યો છે. પ્રભુ પાસે એજ માગું છું કે તમારા જેવી માતા મને ભવોભવ મળજો."

માતુશ્રી! તમે મારા ભાવી સંકટને માટે જરા પણ શોક કરશો નહિ. નયનમાં નીર ભરશો નહિ. એટલી મારી અરજ છે.

મોહીની તેને બાહુ પાશમાં લઇ બોલી. પણ બેટા! તું દીલગીર શા માટે થાય છે? તારા મુખકમળપર આટલી બધી નીસ્તેજતા કેમ દેખાય છે? શું તું એમ ધારે છે કે તારો પિતા તને દુઃખના દરીયામાં નાખવાના યત્નમાં ફાવી જશે? દીકરી શાણી થઇ આંખમાં પાણી કેમ ભરે છે? જરા ધિરજ ધર! પરમ દયાળુ પ્રભુના ગુણનું ગાન કર! એ અવીનાશી—સર્વ શકિતમાન વિશ્વ સ્વામીમાં પુર્ણ શ્રદ્ધા રાખ?

સુલોચના—"માતા! પ્રભુપર મને પુર્ણ વિશ્વાસ છે. દીલગીરી દુર કરવા હું ઘણો યત્ન કરૂં છું, પણ કોણ જાણે કયમ! જીવને

શાન્તિ વળતી નથી. ચિત્તમાંથી ભવિષ્યની ચીંતા ટળતી નથી. પૈસાનેજ પરમેશ્વર ગણનાર પિતા શું હાથે ચડેલો શિકાર જવા દેશે?

મોહીની—ત્યારે શું સર્વેશ્વર તારા ઉપર થતો જુલમ સ્હેશે? પાપીને પશ્ચાતાપ કરાવ્યા વિના રહેશે? સુલોચ! તું જરા પણ શોક કરીશ નહિ. આ તારી માતાના દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો તારા લોભી તાત ફાવી શકનાર નથી. હું યુકિત પ્રયુક્તિથી કોઇ પણ રીતે તને સુખી કરવા સતત યત્ન કરીશ. તારા પિતા કંઇ પણ હીલચાલ કરે તે પહેલાં કોઇ ભાગ્યશાળી, વિદ્વાન અને ગુણીયલ નરના હાથમાં તારો હાથ ધરીશ. માતાનાં મધુર વચન સાંભળી સુલોચનાને સંપુર્ણ શાંતિ થાય છે. નેત્રમાં શોકને બદલે હર્ષનું જળ ઉભરાય છે. સુલોચના પોતાની પ્રેમાળ માતાને એકવાર ભક્તિપુર્વક વંદન કરી નિત્ય કાર્યમાં નિયુક્ત થાય છે.

## પ્રકરણ ત્રીજું.

### દૈવી સહાય.

આજે શીવરાત્રીનો શુભ દિવસ છે. શીવ ભક્તોનાં હૃદય હર્ષોદધિમાં નૃત્ય કરી રહ્યાં છે. વીમળપુર શહેરમાં નદી તીરે શીવનું વીશાળ દેવળ છે. અંદર બે પુજારીઓ મુખ આગળ પુસ્તકો રાખી ઉચ્ચ સ્વરે સ્તુતિ કરી રહ્યા છે. તેમની સન્મુખ ઘીના બે દીપક ઝગમગે છે. કેશર ચંદન વિગેરે સુગંધિત વસ્તુઓનું શીવને વિલેપન થાય છે.

ઉંચા પ્રકારની અગરબત્તીના ધુપને લીધે વાતાવરણની શુદ્ધતામાં વૃદ્ધિ થાય છે. લગભગ મધ્યાન્હ સમય થયો. ક્ષુધા દેવી તરફથી ફરા-

ળને બ્હાને કંઈક આહાર લેવાની સુચના થઈ જેથી ભક્તજનોની ભીડ ઓછી થઇ ગઈ. દેવલમાં સર્વત્ર શાંતતા પથરાઇ. પુજારીઓ હજુ પોતાના સ્થાનેજ બેઠેલા છે, પણ લાંબા લાંબા અવાજ કરવા બંધ કરેલા છે. એવામાં અચાનક ઝાંઝરનો ઝણકાર થયો. એક અબળાએ દેવળના દ્વારમાં પ્રવેશ કર્યો. એ અબળાનું લાવણ્ય અપ્રતિમ હતું. તેણે બહુધા શ્વેત વસ્ત્ર પરિધાન કરેલાં હતાં. શરીરપર સૌભાગ્ય દર્શક ચિન્હ વિના ઝાઝા અલંકાર નહોતા પરંતુ કુદરતે અર્પેલા સૌંદર્યને લીધે આવા સાદા સ્વાંગમાં પણ અતી આકર્ષક જણાતી હતી. કૃષ્ણવર્ણ છુટો મુકેલો કેશકલાપ, અષ્ટમીના ચંદ્રસમાન ચળકતું લલાટ, મદનદેવના ધનુષ્ય સમાન એ ભ્રમરો, જાદુભર્યાં નયનો, ગુલાબના પુષ્પને પણ શરમાવે એવા સુંદર કપોળ, અમૃતસાગરનાં મૌતિક સમાન દંતપંકિત, કમળનાળ સમાન નાજુક હસ્ત, અને કદળી સ્તંભ જેવી જંઘાઓ, એ સર્વ નીરખતાં વિલાસી જનોનાં હૃદય અનીચ્છાએ ઘાયલ થઇ જતાં. ખચીત! સૌંદર્યની સાક્ષાત પ્રતિમાજ હશે, યા સ્વર્ગ લોકની સુરબાળા હશે. એમ પ્રથમ દ્રષ્ટિએ જોનારને ભ્રમ થતો હતો.

પ્રિય વાંચક! આ રંભા સમાન રમણી બીજી કોઇ નહિ પણ દયાહીન દેશાઇની પુત્રી સુલોચનાજ હતી.

સુલોચનાની મુખમુદ્રા અત્યારે ખીન્ન હતી. કારણકે પાપી પીતા દ્રવ્યની લાલચે તેને અણગમતા સંસારમાં નાખી, જીવન ઝેર સમાન બનાવવા ઉભો થયો છે. તેની વ્હાલી માતા મોહીનીએ હિંમતભર્યાં વચનોવડે તેના અંતરને આશ્વાસન આપ્યું હતું. તથાપી ભોળી બાળાને વારંવાર ચીંતા થયાં કરતી કે "ક્રુર પિતા આગળ મારી

માતાનું શું ચાલશે ? મારા જેવી ભાગ્યહિન ભામીનીનો હાથ કોણ ઝાલશે ! કદાચ માતાની મદદ નીષ્ફળ નીવડશે તો વિષમય સંસારમાં પડયા પછી મારી શી દશા થશે ? ”

તેના હૃદય સાગરમાં આવી અનેક ચિંતારૂપી લહેરીઓ ઉત્પન્ન થતી હતી.

સુંદરીએ શીવને શીશ નમાવ્યું અને બે હાથ જોડી નમ્ર સ્વરે સ્તુતિ કરવા લાગી.

## હરીગીત છંદ.

ઓ જગતના આધાર છો સુખકાર સ્વામી શંકરા !
અબળા નમે અતિ પ્રેમથી અરજી ઉરે લેજો જરા;
સંકષ્ટ સૌ દાસી તણાં તનમન થકી દુર રાખજો,
સંસાર સાગર તારવા નાવિક થઈ કર ઝાલજો. ૧
મુજ તાત કરવા ઘાત દિન પુત્રી તણી તૈયાર છે,
મંડપ રચાવે લગ્ન કેરો એટલીજ ત્યાં વાર છે;
છે માત તો સાક્ષાત દેવી સમ દયાની પુતળી,
નીજ બાળકીને મદદ કરવા ના જુએ પાછું વળી. ૨
પણ તાત પૈસાના વિકારે દૈત્ય સમ દેખાય છે,
"મુજ રંકનું થાશે શું" એ ઉર પ્રશ્ન નિશદિન થાય છે;
પ્રિતિ લગ્ન વિણ સંસાર સુખ રૂપ ના કદી સમજાય છે,
સ્વાર્થી પિતાનું કૃત્ય દેખી હૃદય સળગી જાય છે. ૩
દીન બાળકી તમ શરણું છું પ્રભુ પ્રેમથી સંભાળજો,
ગુણ ગાઉં છું શીવજી સદા અમી દ્રષ્ટીથી નીહાળજો;
માર્યા અસુર અતિ મદ ભર્યા તાર્યા ઘણા સેવક જનો,
ઓ નાથ ! જોડું હાથ ! છે આધાર એકજ આપનો. ૪

પ્રાર્થના પુરી થઇ. બાળા થોડીક પળ સુધી શંભુના ધ્યાનમાં તદાકાર બની ગઈ. વ્હાલા વાંચકો! રાજકુમાર ક્રુરસેન પોતાના નીચ ખવાસ જોડે ક્યારનોય દેવળમાં આવ્યો હતો. તેણે એક દિવાલ પાછળ છુપાઇને જાળી દ્વારા સઘળો દેખાવ જોયો.

મુગ્ધાનું મનોહર વદન જોઇ તેનો મનોવિકાર ચોમાસાના પુરની પેઠે ઉભરાયો અને અંતરમાં વિચારવા લાગ્યો. અહા! આ અપ્સરા તો રાજ્ય મહેલમાંજ રહેવા લાયક છે. તેના મુખમાંથી નીકળતા શોકોદ્‌ગાર જોતાં તો સંસાર સંબંધી દુઃખની ચીંતામાં હોય તેમ જણાય છે. પ્રેમના પરિક્ષક વિનાજ દુઃખી થાય છે. અહા! ભામીનીને ભોળવવાનો આ કેવો શ્રેષ્ટ સમય છે? એમ વિચારી ઉન્મતની માફક દોડયો અને સુલોચનાની સમીપ આવી નમ્રતાથી બોલ્યો. બાળા! દીલગીરી દુર કરો. હૃદયમાં હિંમત ધરો. પ્રભુએ તમારૂં સર્વ સંકટ કાપ્યું છે. સંસાર સાગરની સહેલ કરવા પતિ તરીકે એક ઉમદા રત્ન મેળવી આપ્યું છે.

અપરિચીત શબ્દ સાંભળી સુલોચના ચમકી. નેત્ર ખોલી જુએ છે તો સામે રાજવંશી પોશાકમાં સજ્જ થએલો એક યુવાન પુરૂષ ઉભેલો છે. સુવર્ણનાં અનેક ઘરેણાં અંગપર પહેર્યાં છે. કેટલાંક આયુધ પણ ધારણ કર્યાં છે.

સુલોચનાએ કંઇક ગભરાટ બતાવતાં પુછ્યું—ભાઈ તમે કોણછો?

ક્રુરસેન—ગજગામીની! ગભરાશો નહિ, મુંઝાશો નહિ. હું મહારાજા કેસરીસીંહનો પાટવી પુત્ર છું. ભવિષ્યનો નરેશ છું. મારૂં નામ ક્રુરસેન છે. તમારી નમ્ર અરજ સાંભળી મહાદેવેજ મને અહીં મોકલ્યો જણાય છે. તમારા કષ્ટનો અંત હવે નીકટજ દેખાય છે.

ક્રુરસેનનું નામ સાંભળી સુલોચનાના ગભરાટ અને ભયમાં વૃદ્ધિ થઇ. ભયથી તેનું શરીર કંપવા લાગ્યું. કારણકે પોતાની સહચરીઓના મુખે તેણે રાજકુંવરનાં કુટિલ કર્મ ઘણીવાર સાંભળ્યાં હતાં. સુંદરીને શીયળ સંરક્ષણની ચિંતા થવા લાગી. અંતઃકરણ આકુળવ્યાકુળ થયું. પ્રસ્વેદ જળથી અંગ ભીંજાઇ ગયું. છેવટે તેણે અંતરમાં એક પ્રકારનો નિશ્ચય કર્યો. સતિત્વરક્ષાનો ભાર શંભુના શિરપર ધર્યો અને કામથી પરવશ બનેલા રાજકુમારને હિંમતથી પ્રશ્ન કર્યો–"કુંવરજી ! તમે અહીં શા માટે આવ્યા છો ?"

ક્રુરસેન આનંદથી ઉભરાતા હૃદયે બોલ્યો,–એક તો શીવનાં દર્શન કરવા અને બીજું તમારા જેવા સૌંદય પુર્ણ સુમનનું સંકટ હરવા. કોમળાંગી ! હવે સેવકને કૃતાર્થ કરો. ભયનો ત્યાગ કરી મારી વાત પર જરા ધ્યાન ધરો.

સુલોચના—આ શું બોલો છો બંધુ ? પવિત્ર રાજ્ય પિતાના પુત્ર થઈ આવાં નીતિ વિરૂદ્ધ વાક્ય શું વદો છો ? મર્યાદા ન લોપો. મને ગૃહ પ્રતિ જવાનો માર્ગ આપો. કપટીએ હાવભાવ બતાવતાં કહ્યું. વાહવાહ ! શાણી ? શું એમ સહેલાઇથી માર્ગ મળશે ? પ્રેમ જળના તરસ્યા પ્રવાસીની ઉમંગભરી આશાઓ શું નીરાશામાં ભળશે ? મુગ્ધા ! આડીઅવળી વાતો જવા દો, કારણકે મારી અધીરતાનો અવધી થયો છે. સેવક તમારા સૌંદર્ય શરથી ઘવાયો છે. આવો ! વધારે ન તર્ફડાવો. પ્રેમની મિષ્ટ પ્યાલી પીઓ અને પાઓ.

સુલોચના કંઇક કડક અવાજ કરી બોલી. કુમાર ! તમે આવાં નફ્ફટ વચન કોની આગળ બોલો છો તેનું કંઈ ભાન છે ? હું તમારી

બ્હેન બરાબર છું એની તમને કંઇ સાન છે? જરાક શરમ રાખો. અધમ નરની માફક નીચ વચન ન ભાખો.

ક્રુરસેન—ચંદ્રવદની! શું આ મારાં વચન નીચતા ભરેલાં છે? જરાક વિચારો. તમારા દુઃખનું વાદળ દુર કરી સુખના સાગરમાં મુકવાનાં–મારો અને તમારો ભવ સફળ થવાનાં વચનનો તમે તીરસ્કાર કરો છો?

હવે સુલોચનાના શરીરનો રંગ બદલાયો રક્તવર્ણનો આવિર્ભાવ થયો. સર્વાંગ ધ્રુજવા લાગ્યું. નેત્રમાંથી અગ્નિ વરસતો હોય એમ જણાયું. વાણીમાં અલૌકિક વીરતાએ પ્રવેશ કર્યો–ઓ નરાધમ! ક્ષત્રીના નામને એબ લગાડનાર બાયલા! તારી અધમતાનો આટલેથીજ અંત આણ. નાહક શીદને ભાર ખુએ છે? પ્રજાને પુત્ર પુત્રી કે ભાઇ બ્હેન તરીકે જોવાને બદલે વિકારમય વૃત્તિથી કેમ જુએ છે? ક્રુરસેન—જરાક શાંત થાઓ! લલના! નાહક ક્રોધ કેમ કરો છો? અંતરમાં ઉદવેગ શાને ધરો છો! હું તમને પ્રેમથી પાળીશ. સદા સ્નેહની નજરથી ભાળીશ. સ્વર્ગ કરતાં પણ અધીક સુખ આપી કદરદાનીથી વ્હાલનો બદલો વાળીશ. વ્હાલી! દાસ તમારા પ્રેમમાં દીવાનો બન્યો છે. નયનનાં તીક્ષ્ણ તીર હૃદયમાં આરપાર ઉતરી ગયાં છે. તપેલાને હવે વધારે તાવશો નહિ. દીવાના દર્દીને વધારે દુભાવશો નહિ.

સુલોચના ક્રુદ્ધ થઈ બોલી—દુષ્ટ તારી કાતર જેવી જીભ્હા બંધ કર. મારા કર્ણ અપવિત્ર ન કર. વિકારને વશ થઇ અધમ કૃત્યમાં આળોટનાર તારા જેવા અંધ પુરૂષોને શતકોટીવાર ધિક્કાર છે. સરજનહારની દેવતાઇ સજા તમારા જેવા પીશાચો માટે હંમેશાં તૈયાર છે. સ્વધર્મ અને નીતિનું સેવન કરી જન્મનું સાર્થક કરવાને

બદલે વિષય વિકારમાં અંધ બની મનુષ્ય દેહ એળે ગુમાવનાર તારા જેવા ગમારને લાખો વાર ફિટકાર છે.

કુરસેન—મોહક માનુની ! તમારૂં જ્ઞાન તો અમૂલ્ય છે પણ મારે માટે તો તૃણ તુલ્ય છે. કારણકે હું તમારા સ્નેહરંગમાં પુર્ણ-પણે રંગાયો છું. કામાગ્નિની જ્વાળાએ દઝાયો છું. તમારા મુખમાંથી વ્હાલ ભરી વાણી સાંભળ્યા વિના અંતરની આગ શાંત થશે નહિ. સ્નેહની અંજલી છાંટયા વિના જીગરના કારી જખમની વેદના જશે નહિ.

સુલોચના—અરે કામરૂપી કાદવના કીડા ! પવિત્ર પ્રેમનું રહસ્ય તેં કદી જાણ્યું છે ? લગ્ન ગ્રંથીએ ગુંથાએલ શુદ્ધ સાત્વિક સ્નેહનું સુખ માણ્યું છે ! નાદાન ! પવિત્ર પ્રેમ અને વિકારી પ્રેમમાં અત્યંત ફેર છે. વિકારથી ભરેલો પ્રેમ મનુષ્યને રીબાવી રીબાવીને મારનાર હળાહળ ઝેર છે. વિષયમાં અંધ બની લાખો મનુષ્યોએ પોતાના પ્રાણ ગુમાવ્યા છે. પોતાના વંશજોની ચળકતી કીર્તિપર ડાઘ લગાડી સદાને માટે નર્ક નીવાસી થયા છે. જો સાંભળ્ય !

ફીટકાર છે જારી જનોને સુખ કદી મળશે નહિ,
નીતિ ધર્મ ને ભક્તિ તરફ તેનું હૃદય વળશે નહિ;
પ્રભુએ દીધેલો જન્મ માનવ વ્યર્થમાં હા જાય છે,
વિષયાગ્નીમાં બળતો મુરખ અંતે અતી પસ્તાય છે. ૧
એ આગ નાગ સમાન છે ! ઝેરી ! કદી સમશે નહિ,
દુઃખ પામતાં કંઈ પાર પશ્ચાતાપનો રહેશે નહિ;
વિષયાંધ થઇને રાવણે જો સાર કંઈ કાઢયો નહિ,
થઇ નાશ લંક સ્વજન સહિત દુર્જન ગણાયો જગ મહીં. ૨

કૈયો ક્રિચક સો ભ્રાત સાથે મોતને શરણે ગયો,
લાખો જનોનો નાશ એ કેરી વિપત્ત માટે થયો;
મતી મંદ છોડી ફંદ ખોટા! ખ્યાલ કર ઉરમાં જરી,
દિન ચાર કેરૂં જીવન આ આખર જવાનું છે મરી. ૩
પ્રભુ શર્ણું વિણ શાશ્વત સુખોનો સ્વાદ મળવાનો નથી,
કાગળ તણી હોડી થકી સિંધુ તરાવાનો નથી;
લઇ જ્ઞાનના જળની મદદ અગ્ની બુઝાવ્ય અનંગનો!
કર્ય સફળ જીવન ભજનથી લે લ્હાવ સાધુ સંગનો. ૪

સુલોચનાએ શીખામણુની કડીઓ પુરી કરી, પણ વિષયના ગાઢ અંધકારને લીધે નીતિનો માર્ગ ભુલેલા લંપટ રાજકુમારના ઉરમાં જરા પણ ન ઉતરી. તેણે ફરીથી નફટ અને નીડર થઈ કહ્યું, બાળા! એવા શુષ્ક જ્ઞાનામૃતના ઘુંટડા મારે ગળે નહિ ઉતરે. મુદ્દાની વાત મુકી દઈ શાસ્ત્રના ચોપડા સમજાવ્યે કામ નહિ સરે. કનકાંગી! સાધુના સંગ કરતાં સૌંદર્યરૂપી સાધુ મને વધારે વહાલો છે. પ્રભુની ભક્તિ કરતાં કોમળ અંગવાળી કામીનીનું ભજન એજ મારે માટે મોક્ષે જવાનો જાદુઇ પ્યાલો છે.

માટે હવે વધારે વિવેચન જવા દ્યો. તમારા પ્રેમમાં પરવશ થએલા રસીકનું મન રીઝે એવી કંઈ વાત થવાદ્યો. મરણના ભયથી ડરી તમારા જેવું સ્વર્ગીય પુષ્પ ગુમાવું એવો હું ગમાર નથી. કારણ કે મૃત્યુ પછી શું થાય છે તે કોઇએ જાણ્યું નથી અને જાણનાર નથી.

સુલોચના—ઓ અભાગી! શું તું સર્વ શક્તિમાન ઈશ્વરના અસ્તીત્વને પણ નથી માનતો? લાચાર! હવે તને કયા શબ્દોમાં સમજાવવો એ મને સુઝતું નથી.

કુરસેન—સુઝતું નથી એજ સારૂં છે કારણ કે એવું ભાષણ મારે મારે અત્યંત ખારૂં છે. આપણુને તો બસ પ્રેમનું નામજ પ્યારૂં છે. ચાલ ચતુરા ! હવે સમય ન ગુમાવ ! સંતોષકારક ઉત્તર સંભળાવ. મારો જીવ ગભરાય છે. કામજ્વર નસેનસ પ્રસરતો જાય છે.

સુલોચના—નરાધમ ! તારી ઇચ્છા આકાશ કુસુમવત છે. મૃગજળવત છે. પામર ! સીંહની મુછનો વાળ, સર્પના મુસ્તક પરનો મણી અને કૃપણ મનુષ્યનું દ્રવ્ય એ વસ્તુઓ તેમના જીવતાં સુધી કોઈ લઈ શક્તું નથી, તેમ સતીનું શીયળ સંહારવા સૃષ્ટિમાં દેવ દાનવ કે માનવ કોઈ સમર્થ નથી. એ નક્કી માન. હેવાન ! વધારે દુષ્ટતા દર્શાવી તારા પાપમાં વૃદ્ધિ ન કર ! પરમાત્માથી જરાક ડર. કીરતારના ન્યાયી દરબારમાં તારો તોર જરા પણ નહિ ચાલે.

કુરસેન હવે કંટાળ્યો. તેણે સ્વગત વિચાર કર્યો કે આ અબળા સાથે વાદવિવાદ કર્યે પાર આવશે નહિ. જોરજુલમથી ઉપાડયા સિવાય પ્રેમરસ અનુભવવાનું ફાવશે નહિ. મહેલમાં લઇ ગયા પછી ત્યાંના વિપુલ વૈભવનું દર્શન કરતાં ઘણીય ઠેકાણે આવશે. નહિ માને તો ક્યાં જશે ? છેવટે એ પ્રમાણે નિર્ણય કરી બાળાને એકલી જાણી ઝાલવા ધસ્યો. સુલોચનાએ બેહતાશ થઇ એક કારમી ચીસ પાડી, અને કરૂણાજનક સ્વરે પોતાનું પુર્ણ સામર્થ્ય અજમાવી બોલી, અરે કોઇ આવો. નીરાધાર બાળાને પાપીના પંજામાંથી બચાવો. ભયસુચક સ્વર સાંભળી એક પુજારી તુર્ત ઉઠયો. અને કુંવરને શીખામણ આપવાના હેતુથી ક્રોધપુર્ણ વચન વડે બોલવા લાગ્યો; કુંવરજી ! શરમ છે તમને ! રૈયતને પુત્ર પુત્રી પ્રમાણે જોઈ તેમની આબરૂની રક્ષા કરવી કે સ્વહસ્તેજ લુંટવી ! તમારા જેવા..................બીચારો

બ્રાહ્મણ આગળ કંઈ બોલે તે પહેલાંજ કુરસેને તેને જોરથી ધક્કો માર્યો અને કમ્મરમાંથી ચળકતી તરવાર ખેંચી. વૃદ્ધ બ્રાહ્મણ ભયનો માર્યો મુઠીયો વાળી નાશી ગયો. પાછળ શું થાય છે તે પુંઠ વાળી જોવા પણ હિંમતવાન ન થયો. બીજા પુજારીને મદદ કરવાની કંઈક ઇચ્છા થઇ પણ “ક્ષત્રીય બળ આગળ આપણું કશું ચાલવાનું નથી. ડહાપણ કરવા જતાં નકામા બે ચાર મુક્કા ખાઇશું.” એમ સમજી સમાધિસ્થ સાધુ જેવો ડોળ કરી પોતાના સ્થાનેજ બેસી રહ્યો. જીવને જોખમમાં નાખી કોણ મદદ કરે! પરમાર્થ માટે ઉંડા ખાડામાં કોણ પગ ધરે? વ્હાલા વાંચકો! એવા પુરૂષો તો વિરલાજ નીકળે છે. સેંકડોમાંથી એકાદજ મળે છે. હવે સુલોચનાના ભયની સીમા રહી નહિ. શીયળરૂપી અમૂલ્ય ધનની રક્ષાની એક પણ આશા રહી નહિ. બાળાએ અત્યંત આર્તનાદે સૃષ્ટિના સમર્થ સ્વામીની સહાય માગી. પ્રભુને એક ચીત્તે પ્રાર્થવા લાગી.

કર જોડીને વિભુ નમ્રતાથી કીંકરી વિનતી કરે,
દેખી વખત અતિ વિકટ દાસી આપને સ્નેહે સ્મરે;
લવ લેશ કરશો વાર ના વ્હાલા ઉમંગે દોડજો,
મદમસ્ત રાજકુમારને નીજ કર્મ ફળ દેખાડજો. ૧
લઇ વ્હાર સૈરિંધ્રી તણી કૈયો કીધો તો ખોખરો,
કૌરવ તણા દરબારમાં તેં પ્રેમથી પુર્યાં ચીરો;
તેવી રીતે આ સેવીકાને સ્હાય થાઓ શામળા,
વિશ્વાસ છે ઉરમાં વિભુ! કળી ના શકું અકળિત કળા. ૨

આખરે નિરાશ્રીત બાળાની નમ્ર વિનતી શ્રી હરીની હજુરમાં પહોંચી ગઈ. અબળાની આંખમાંથી નીકળતી અસ્ખલીત અશ્રુધારા

વડે પરમાત્માના પગની આંગળીઓ ભીંજાઇ ગઇ. દેવળના દ્વારમાં એક ભયંકર ગર્જના સંભળાઈ અને બીજીજ પળે સુલોચનાની સમીપ દૈવી મદદ રૂપ એક અતી ધૈર્યવાન અને વીર બાહુ વ્યક્તિ ઉપસ્થિત થઇ.



# પ્રકરણ ચોથું.

## પ્રેમનાં અંકુર.

પ્રિય પાઠક! સુલોચનાના શિયળની રક્ષા કરવા અણીને સમયે આવનાર વીર નર વસન્તલાલ છે. તેના મુખ પર મર્દાનગીની અને શૌર્યની છટા છે. અંતઃકરણમાં ઉદારતા ભરેલી છે. પરોપકારની વિભુતિ અંગ પર ધારણ કરેલી છે.

વસંતલાલના અચાનક આગમનથી ક્રુરસેનની ઇચ્છાનો અવરોધ થયો. તેના ક્રોધનો અગ્ની એકદમ વધી ગયો. અને નેત્રનાં ભવાં ચડાવી બોલ્યો;—વસંત! મારા કામમાં કંટક રૂપ થયા વિના સીધે રસ્તે ચાલ્યો જા. અત્યારે તારૂં પરોપકારપણું ન દાખવીશ, નહીં તો હાલ બેહાલ થઇશ. પળ માત્રમાં યમપુરીને રસ્તે જઇશ.

વસન્તલાલ આંખમાંથી વન્હી વર્ષાવતો બોલ્યો,—ઓ નામર્દ! હિચકારા! ધીટકાર છે તને! એકાંત જાણી અનાથ અબળાને સતાવનાર સેતાન! તારા નામ પર હજારવાર ધીક્કાર છે! પાપી! શું કરૂં? મહારાજાની શરમ આડે આવે છે, નહિ તો હાલજ આ તમંચાથી તારા પ્રાણ લેત! જો જીવનદાનની જરૂર હોય તો કંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય રાજમાર્ગનો રસ્તો ઝાલ્ય (એમ કહી પાસે રાખેલા તમંચાનો ઘોડો ચડાવે છે) "ઠીક છે નાદાન! હાલ તો જાઉં છું પણ સીંહને સતાવવામાં શો સાર રહેલો છે તે હવે જોઇ લેજે. બળિષ્ટ શત્રુ સાથે બાથ ભીડવાનાં કડવાં ફળ વખત આવ્યે ચાખજે." એમ કહી ક્રુરસેન વસંત પ્રત્યે દાંત કચડાવતો ચાલ્યો

જાય છે. કાયરનો સરદાર કાળુ તો વસન્તને જોઇ ક્યારનોએ છ પાંચ ગણી ગયો હતો.

હવે સુલોચના નિર્ભય થઇ, હૃદયમાં શાન્તિ થઇ. વસન્તનું ગૌરવર્ણું વદન જોઇ બાળાનાં નેત્ર નીચાં ઢળી ગયાં હતાં, સૌંદર્યવાન યુવકની શુરવીરતા જોઈ અંતઃકરણમાં અનેક પ્રકારના વિચારનાં મંડળ એકઠાં થયાં હતાં. છેવટે સ્વસ્થ થઈ જાણે આભારના ભારથી દબાતી હોય, અંતરમાં કંઈ ઉંડી ઈચ્છા દર્શાવતી હોય તેમ હાથ જોડી નીચે નૂમી યુવક પ્રત્યે પુછવા લાગી.

પ્રાણની પણ પરવા કર્યા વિના અનાથ અબળાને અત્યાચારીના પાશમાંથી છોડાવનાર દયાળુદેવ ? આપ કોણ છો ? તે કૃપા કરી કહેશો ? દાસી આપની હકીકત સાંભળવા અભીલાષી છે. બનતો બદલો આપવા પ્યાસી છે.

વસંત—દેવાંગના ! મારી કર્મકથા ઘણી લાંબી છે. છતાં સાંભળવાની ઇચ્છા છે તો ટુંકામાં સંભળાવું છું.

### હરીગીત છંદ.

મુજ કર્મની કથની કહું દઇ ધ્યાન શાણી સાંભળો,
છે હાલ ગોગી સમદશા પહેલાં હતી સુખની પળો;
ચડતી અને પડતી દશાના ચક્ર પેરે થાય છે,
સર્વેશની ગતી ગહનના જન કોઇથી સમજાય છે. ૧
દશ વર્ષપર મુજ તાત લક્ષ્મીલાલ બહુ તાજા હતા,
લક્ષ્મી હતી અઢળક અને ગાડી બગીચે મ્હાલતા;
પણ દુર્દશાથી દ્રવ્ય સૌ સટ્ટા મહીં ચાલ્યું ગયું;
વૈભવ મહીં રમનારનું યાચક સમું જીવન થયું. ૨

ચીંતા તણા એ ઘા થકી મુજ તાત પરલોકે ગયા;
માતા ગઈ ક્ષય રોગથી દિન દોહ્યલા મારા થયા,
મિત્રો પિતાના બહુ હતા પણ કોઇના સાથી થયું,
સ્નેહી સગાંનું વ્હાલ સૌ એ દ્રવ્યની સાથે ગયું. ૩

એ સમય બાળા ! આંખમાં જળ ઉભરાતુ મુજને આવતું,
સ્વાર્થી જગત કેવું ? ન કો મુજ રંકનું બેલી થતું;
કહું વાત શી એ દુઃખ તણી ! ના શત્રુને પણ આવજો,
કરતો નિરંતર પ્રાર્થના પ્રભુ રાંકના સ્હાયક થજો. ૪.

આંસુ અતિશય જોઇને અરજી સુણી જગદીશ્વરે,
દઇ જ્ઞાન, વિદ્યાદાન કીધી મ્હેર નીજ બાળક પરે;
માતા સરસ્વતીના બળે સંતોષનું સુખ સાંપડયું,
સુખ દુઃખ સમાન જણાય ભક્તિ ક્ષેત્રનું છીંડું જડયું. ૫
ઉપયોગ વિદ્યાનો, કરી, ધરી માળ કર કીરતારની,
ધંધો કરૂં શિક્ષક તણો છાયા નથી જ્યાં પાપની;
આભાર અબળા ! લેશ આ નિર્ભાગીનો નવ માનશો,
નાજુક કમળસમ વદનપર જળ સ્વેદનાં ના લાવશો. ૬

વર્ણન પુરૂં થયું. સાંભળતાંજ સુલોચનાનું સ્નેહાળ હૃદય દ્રવિત થઈ ગયું. અંતરમાં અલૌકિક પ્રકારની ઉર્મીઓનું આગમન શરૂ થયું. ચતુરાના ચિત્તમાં વિચારની માળા ફરવા લાગી. “ અહા ! વિશ્વપતિ ! તારી કૃતિને કોણ પાર પામી શકે ! આખરે દિનાનાથે મારી દયા જાણી, દુ;ખના દાવાનળમાંથી છુટવાની ઉત્તમ તક આણી. ત્યારે શું યુવકને આજીજી કરી પ્રેમની યાચના કરવી ! મારા સંસાર-ની દોરી એને હાથ ધરવી ? ખરે ! એમનું હૃદય નીર્દોષતાથી

ભરેલું છે- સદ્‌ગુણને સ્નેહથી વરેલું છે. વિના પરિચયે પણ મારૂં મન કુદરતી રીતે તેની પવિત્રતા અને અંતરની ઉચ્ચતા માટે સાક્ષી પુરે છે. અંતઃકરણમાં તેના પ્રતિ પ્રેમનાં કિર્ણું સ્ફુરે છે. પિતાની ઇચ્છાને આધીન થઇ તેની આજ્ઞા શીરોવંદ્ય ગણવા જાઉં છું તો જીંદગી સુધી દુઃખી થવાય છે—આવો અમુલ્ય પ્રસંગ હાથથી જાય છે. ઓ પ્રભુ ! આ વખતે આ પરોપકારી પુરૂષનું શરણુ ગ્રહણ કરૂં તો હું તારી ન્યાયપુર્ણ દ્રષ્ટિએ દોષિત ગણાઇશ ! નીતિના પવિત્ર નીયમનો ભંગ કરનાર લેખાઇશ ?

અંતરમાંથી ગુપ્ત પ્રતિધ્વની થયો—નહિ. કદી નહિ.

પ્રિય પાઠક ? વસંતની વિનય ભરી વાણીએ બાળાનું ચીત ચોરી લીધું હતું સ્નેહ ભર્યા મૃદુ શબ્દોએ હૃદયને ઘેરી લીધું હતું. અંગપર ચોળેલી પરોપકારની વિભુતીએ આંખો પર જાદુઇ અસર કરી હતી. આખરે શરમની હાર થઈ. કુદરતી પ્રિતી વિજયવંત થઈ. સુલોચના પ્રભુ પર દ્રઢ આસ્થા રાખી, હસ્ત જોડી નયન નીચાં રાખી બોલી. સુખ દુઃખને સમાન ગણનાર દેવાંશી નર ! તમારા પવિત્રતાના પાસથી રંગેલા સંતોષી જીવનને સહસ્રવાર ધન્ય છે. આપે પાપીના પંજામાંથી છોડાવી મારૂં શિયળરૂપી અમૂલ્ય રત્ન બચાવ્યું છે. નીરાધાર નારીને સ્હાય કરી કુળનું નામ દિપાવ્યું છે. તમારી વિતક વાર્તા સાંભળી શરીર રોમાંચિત થાય છે. બદલો વાળવાની ઘણીએ ઇચ્છા થાય છે પણ કસાઇના હાથ પડેલી પરાધિન કન્યા શું કરી શકે ? મારાં નેત્ર આગળ નીરાશાનો સમુદ્ર ઉભરાય છે. ભવિષ્યના દુઃખમય જીવનને લીધે પ્રાણત્યાગ કરી પરમાત્માના ખોળે જવાનુંજ પ્રિય જણાય છે. બોલતાં બોલતાં બાળાની આંખમાંથી અશ્રુ ખરી પડયાં.

વસંતની વિસ્મયતા વધી પડી. સુંદરીને વળી નવીન શું સંકટ આવ્યું હશે તેની કલ્પના ન જડી. તેણે અધીર થઇ પુછયું—સુલોચના ? એવું શું દુઃખ છે કે આટલાં બધાં અકળાઓ છો ! કોમળ ઉરમાં ઉષ્ણ નિશ્વાસ ભરી શા માટે મુંઝાઓ છો ? પ્રભુ રંકના મદદગાર છે. નિરાધારના આધાર છે. કૃપા કરી શાંતિથી કષ્ટનું કારણ કહો.

સુલોચના—કારણ કથવાથી કષ્ટ કપાવાનું નથી. દગ્ધ હૃદયમાં શાન્તી અર્પનાર જળ સીંચાવાનું નથી. ત્યારે નાહક વાત કરી વધારે વ્યથિત થવામાં શો સાર ?

વસંત—બાળા ! આમ છેક નીરાશ ન થાઓ. સંકટને હિંમત રાખી યુક્તિપ્રયુક્તિથી દુર કરવું એજ શાણપણ છે.

સુલોચના—કદાચ તમે મારૂં દુઃખ ભાગી શકો તેમ હોય તો અનાથ અબળાની ખાતર ઉંડા પાણીમાં ઉતરશો ? મદદ કરવાની મરજી હોય તો વચન આપો.

વસંત—શું આ હતભાગી પર એટલી પણ આસ્થા નથી ? બાળા ! વિશ્વાસ રાખો, દુઃખીને સ્હાય કરવામાં જ્યારે આ શરીર નહિ કામ આવે ત્યારે તેનો બીજો શો વધારે સારો ઉપયોગ થઇ શકનાર હતો ? જે મનુષ્ય પારકાની પીડા જોઇ બાયલાની પેઠે બેસી રહે છે તેના જીવનને ધિક્કાર છે. માટે મુખથી વદેલા શબ્દને વચનજ માની લ્યો અને શંકા કર્યા વિના સર્વ હકીકતથી વાકેફ કરો.

" ઠીક ! ત્યારે કહું છું. મારા શાણા સરદાર. પણ બોલ્યું, વચન વિસરશો નહિ. સંકટમાં સપડાએલ અબળાને શરણે રાખવાના નિશ્ચયમાંથી ફરશો નહિ. એમ કહી સુલોચના માધુર્યયુક્ત સ્વરે બોલવા લાગી !

પાપી પિતા સંસારમાં વિષ રેડવા તૈયાર છે,
પરવા નથી બાળા તણી ! બસ દ્રવ્ય સાથે પ્યાર છે.

હેં હેં શું કહો છો ! વસંત એકદમ ભવાં ચઢાવી બોલી ઉઠયો.

સુલોચના—મુજ ભાગ્ય જારી જન થકી હા ! જોડવા ઇચ્છા કરે,
આ રાંકડી બાળા તણું દુઃખ લેશ ના દિલમાં ધરે.

ધીટકાર છે એવા સ્વાર્થી તાતને ! વસન્તના મુખમાંથી ઉદ્‌ગાર નીકળ્યા.

સુલોચના—સંકટ જવા સુખ અર્પવા શંકર સ્તવન કરતી હતી,
આવી પડી પીડા નવી થઈ કુંવરની કુડી મતી;
અબળા બચાવી વ્હાલથી ના કષ્ટની પરવા કરી,

સ્વામી ! શરણુ સ્નેહે અહું ! તનમન થકી તમને વરી.
સાગર દયાના છો પ્રભુ મુજ ભાગ્યના ભંડાર છો,
શુભ ગુણુ વિભુષિત શામળા આંખો તણા આધાર છો;
દીન કિંકરી તમ ચર્ણની પ્રેમે પિયુજી પાળજો,
આશ્રિત બની આનંદથી શિરછત્ર થઈ સંભાળજો.

આ સાંભળી વસન્તલાલને જાણે આશ્ચર્ય સમુદ્રની છોળોમાં ઉછાળા મારતો હોય એમ લાગ્યું. સુંદરીને શો જવાબ આપવો તે સમજાયું નહિ. " શું ત્યારે આ મોહક બાળાની માગણી સ્વીકારવી ? મળેલા પ્રસંગને માનથી વધાવી લઇ તેને મારા સુખદુઃખની ભાગીદાર ઠરાવવી ? " વળી વિચાર પલટાયો. " પણુ આમ એક પરવશ અને દુઃખીબાળાને તેનાં માતપિતાની સંમતી વિના પ્રેમપાસમાં બાંધવાથી ઇશ્વરની નજરમાં અનાચારી નહી ગણાઉ ? સરજનહારના ન્યાયી દરબારમાં સ્વાર્થાંધ નહિ કહેવાઉં ? વળી હું ધનવાન નથી. વૈભવવાન

નથી ત્યારે એ સુંદરીના સંસારની દોરી હાથમાં ઝાલીને શું સુખ આપી શકીશ? અબળાની મોજમજા ભોગવવાની લાલસાઓને કેવી રીતે કાપી શકીશ? ત્યારે શું દુઃખના દરિયામાં ડુબેલી લલનાને ડુબવાજ દેવી? મદદની આશા રાખતી મુગ્ધાને સ્હાય કરી તેની આશીષ ન લેવી?"

વસંતને વિચારના વમળમાં તલ્લીન થએલો જોઇ સુલોચના સ્નેહાર્દ્ર સ્વરે બોલી—દયાળુ દેવ! એક નિરાશ્રિત નારીને શરણે રાખવાનો સમય આવતાં આટલા બધા વિચાર કરવા એ શું આપને યોગ્ય છે?

વિચાર માળાને વેગળી મુકી વસંત બોલ્યો—ના! યોગ્ય તો નથી. પરંતુ આવા પ્રકારનું સાહસ કરતાં પહેલાં કંઇક પુછવાની ઇચ્છા છે.

સુલોચના—દાસી ઉત્તર આપવા તૈયાર છે. આપના આદેશનો આદર કરવો એજ મારા જીવનનો સાર છે.

વસંત—બાળા! તમારૂં ભાગ્ય મારા જેવા વનવાસીની જોડે જોડયા કરતાં કોઈ લાયક પૈસાદાર પુરૂષ સાથે જોડો તો ઉત્તમ! કારણ કે દ્રવ્ય એજ દુનિયામાં દૈવતવાન દેવ ગણાય છે. સુખ ભોગવવાના અનેક માર્ગ એના વડે સરળ થાય છે. પૈસા વિના મનુષ્ય ઘણીવાર સંસાર વ્યવહારમાં પણ મુંઝાય છે.

સુલોચના—આપ સુજ્ઞ થઇ આમ શું બોલો છો? જો પૈસામાંજ સર્વ સુખની સમાપ્તિ થતી હોત તો પૈસાદારો શા માટે રાતદિવસ મગજ મારી કરે છે? આહાર અને નિંદ્રાનો ત્યાગ કરી હંમેશાં કેમ ચિંતામાં ફરે છે? વૈભવમાંજ શાશ્વત સુખ હોત તો દમયંતી પીયરનો માર્ગ ન ઝાલતાં સ્વામી સંગાથે અરણ્યમાં નીકળત નહિ.

જો મોજમજામાંજ અવિચળ આનંદ હોત તો સતિ તારામતી પતીના વેણુ વાસ્તે મજુરી કરત નહીં. વસન્ત ! શુદ્ધ સાત્વિક પ્રેમ એજ અલૌકિક આનંદનું દ્વાર છે. નીર્મળ પ્રેમજ સંસારમાં સ્વર્ગનું સુખ બતાવનાર છે.

વસંત—બાળા ! ભારતવર્ષના ભૂષણરૂપ એ દેવીઓના દ્રષ્ટાંત યથાર્થ છે. પરંતુ હવે જમાનો બદલાયો છે. દૈવી પ્રેમનું રહસ્ય જાણુ-નાર સેંકડોમાં કોઇકજ હોય છે. હજુ અંતરમાં ઉંડો વિચાર કરો. જ્યારે વૈભવ ભોગવવાની લાલસાઓ પ્રબળ થાય છે, ત્યારે વિકારી પ્રેમ દુઃખરૂપ દેખાય છે. ગરીબીમાં જીવન ગાળવા માટે પશ્ચા-તાપ થાય છે.

સુલોચના—મ્હાનાં મુકી દઇ રસીકવર બાળા શરણુ લ્યો મ્હાવરી,
અંતઃકરણુથી પ્રેમ માળા આપને કંઠે ધરી;
વેચો ! અગર વિણુ મુલ્ય ! છે આ દેહ તમ આધિન પતી,
સુખ દુઃખ તણા સંગી સદા તમ નામમાં રહેશે રતી.
ધિક્કાર છે એ નારને ! દુઃખમાં પિયુને પરહરે ?
સ્વામી તણી સેવા તજી સુખ માણવા મનસા કરે;
શાણી સતીને નાથ વિણુના સ્વર્ગ પણુ સુખકાર છે,
વ્યાકુળ બને વિયોગથી રિદ્ધી ખરે દુઃખધાર છે.

વસંત—બસ ! બહુ થયું બાળા ! સ્નેહાળ હૃદયનો પરિચય થઈ ચુકયો. તમારો મારા પ્રત્યેનો નીર્મળ પ્રેમ સમજાઇ ગયો. પણુ વડી-લની આજ્ઞા વિના આવી રીતે સ્વતંત્રતાનો ઉપયોગ કરવો એ આ-પણું ઉચ્છ્રંખલપણું નહિ જણાય ?

સુલોચના—ત્યારે શું સંકટના પુરમાં તણાતી અબળાને સ્હાય કર્યા વિના બેસી રહેવું એ ઠીક ગણાય ?

વસન્ત—વાહ વાહ વનીતા ! તમારી વિલક્ષણ વાકચાતુર્યતા અને સ્નેહાળ સ્વભાવે મારા મનને હરી લીધું છે. શુષ્ક હૃદયમાં પ્રેમનું જળ ભરી દીધું છે. હું ઇષ્ટ દેવની શાખે તમને માનસીક રીતે સ્વીકારી કૃતાર્થ થાઉં છું. તમારા જેવી સલુણી શ્યામા મળવા માટે કૃપાળુ કીરતારનાં ગુણગાન ગાઉં છું.

સુલોચનાના હૃદયાકાશમાં સુવર્ણનો સૂર્ય ઉદય થયો. અંતરમાં અપૂર્વ આનંદ જાગ્યો. સુંદરી થોડીક પળ સુધી વસંત સામે સ્થિર નેત્ર જોઇ રહી. પવિત્ર દંપતીના હૃદયમાં પ્રેમવિણાનો મધુર સુર સંભળાવા લાગ્યો.

સુલોચનાની મનોહર કપોળપર શરમના લાલ શેરડા પડયા છે-વટે તેણે દીન મુદ્રાએ પોતાના ભાવી ભરથાર પ્રતી કહ્યું. રસીક! હવે રજા લઉં છું. સમય બહુ થયો છે બોલ્યું વચન પાળજો; શરણાંગત સેવિકાને સત્વર સંભાળજો.

વસંત—સંભાળનાર સરજનહાર છે. સાચા પ્રેમના સ્હાયક શ્રી સ્વયંભુનો આપણે આધાર છે. માટે પ્રભુ પર દ્રઢ શ્રદ્ધા રાખો. હૃદયની સર્વ ચિંતા ટાળી નાંખો. “વાહ વાહ! મન મોહન ? ધન્ય છે તમારી ઈશ્વિર પ્રત્યેની અડગ આસ્થાને!” એટલું કહી સુલોચના પ્રીતમને પ્રેમથી પ્રણામ કરતી, છુટા પડવાનો અંતરમાં ઉદ્વેગ ધરતી, નેત્રમાં નીર ભરતી, ચાલતાં ચાલતાં નાથને નીરખવા વળી વળી પાછું જોતી–ગૃહ તરફ વિદાઇ થઇ. વસન્ત પણ થોડીવારે મનમાં અનેક પ્રકારે કલ્પનાના કોટ ચણતો, નીર્મળ પ્રેમની પુતળીના નામનો મંત્ર ભણતો પોતાને પંથે પળ્યો.



## પ્રકરણ ૫ મું.

### કપુત પુત્ર.

ઓ ઇશ્વરા દિલ ધર જરા કરૂણા દુઃખદ દેખી સ્થીતી,
પાણી ફરે કીર્તિ ઉપર! સંતાપ છે ઉરમાં અતી;
નિર્લજ નફ્ટ સુત ના બદે! હા! આચરે અવળી રીતી,
અપકૃત્યથી અકળાઉં છું કીરતાર દે કંઇ સન્મતી.

પ્રિય વાંચક! ઉપર પ્રમાણે ઉદ્‌ગાર સમીસાંજના સમયે મોતીલાલ શેઠના મુખમાં સંભળાય છે. ચહેરાપર દિલગીરીની છાયા સ્પષ્ટ જણાય છે. અંતરના ઉંડા કષ્ટને લીધે શેઠને કંઇ સુઝ પડતી નથી. બગડેલી બાજી સુધારવાની એકે દિશા જડતી નથી. કારણકે તેમનો પુત્ર છેલશંકર અનીતિને પંથે પડયો છે, વ્યભિચાર, મદીરાપાન આદિ વિનાશકારી વ્યસનોમાં ભળ્યો છે. પુત્રનાં કુકૃત્યથી વૃદ્ધાવસ્થામાં શેઠને ઘણું સોસવું પડે છે. ગામમાં લોક ઘેર ઘેર વાતો કરે છે. મોતીલાલને ઘણું લાગી આવે છે પણ લાચાર! શીખામણ દીધાથી દુષ્ટ સુધરતો નથી. પોતાના હિતની વાત કાને ધરતો નથી. લોક લજ્જાથી પણ ડરતો નથી. હાય હવે શું કરવું? બાળપણમાંથીજ બાળકની રહેણી કહેણીપર બરાબર કાળજી ન રાખવાથી કેવાં કડવાં ફળ ચાખવાં પડે છે તેનો અત્યારે મને પુર્ણ અનુભવ થાય છે. વિચારમાંને વિચારમાં વૃદ્ધની આંખમાથી આંસુ પડવા માંડયાં. એટલામાં બહારથી કોઇના બુટ ખખડયા. છેલશંકરભાઇ ઉતાવળે પગલે ઘરમાં આવી ચડયા, અને એકદમ ઘરેણાંના પટારાને અડયા. કુંચી ખીંટીપર લટકાવેલીજ હતી. કદાચ ન હોયતો નકુચો તોડતાં પણ આપણા ઇસ્કી-

લાલ વાર કરે તેમ નહોતું. એવાં કાર્યોમાં એમણે ઠીક પ્રવિણતા મેળવી હતી. તાળું ખોલી તુર્ત દાગીનાનો દાભડો બગલમાં ઘાલ્યો. શેઠ તો આ દેખાવ જોઇ આભાજ બની ગયા. તેમણે ધીમે રહી લ્હેરીલાલાનો હાથ ઝાલ્યો, અને અસર થાય એવી રીતે ગંભીર મુદ્રા રાખી બોલ્યા—ઓ દિકરા ! આ બગલમાં દાભડો શાનો ઘાલ્યો ? અને આમ નીર્લજ થઈ ક્યાં ચાલ્યો ? કંઇક તો સમજ્ય ! તારા કુકર્મની હવે હદ વળી છે.

છેલશંકરે શરમ મુકી કહ્યું:—મારો હાથ મુકો, વ્યર્થ બકવાટ કરી વિલંબ ન કરાવો. હું તમને સાફ સાફ કહું છું કે મારા કાર્યમાં તમારે કોઈ રીતે કંટકરૂપ ન થવું.

મોતીલાલ—આ તું શું લવે છે ? કપુત પુત્ર ! તારાં કૃત્યો જોઈ મારા હૈયામાં હોળી સળગે છે. વૃદ્ધાવસ્થામાં તારે મારી આંતરડી ઠારવી જોઇએ કે નામ વગોવી શત્રુની ગરજ સારવી જોઇએ ?

છેલશંકર—પિતાજી ! તમને ચોખ્ખે ચોખ્ખું કહ્યું છે કે—મારે શીખામણનો એક પણ શબ્દ સાંભળવો નથી. મેં જે માર્ગ ઝાલ્યો છે તેમાં મને અપુર્વ આનંદ જણાય છે. સ્વર્ગમાં પણ એવું સુખ હશે કે નહિ તેની શંકા થાય છે.

મોતીલાલ—ત્યારે શું તું કોઈ ઉપાયે નહિજ સુધરે ! લોકલજ્જાથી પણ નહિ ડરે ! બાપદાદાની અમુલ્ય આબરૂપર પાણી ફેરવવાનોજ વિચાર છે ?

“અલબત્ત ! પિતાજી ! આબરૂપર પાણી ફેરવવામાં પણ કંઇક સાર છે. એ તમે સમજો છો ? સાંભળો ! કપડાં જુનાં થાય છે ત્યારે પાણીથી ધોવાય છે, અને ત્યારેજ પહેરવા લાયક ઉજળાં દેખાય છે. તેવીજ રીતે હું પણ મારા વડીલોની ઘણા વરસની જુની થએલી

આબરૂપર પાણી ફેરવી સાફ કરીશ." પરાક્રમી પુત્રે દાખલા સહીત પોતાનું ડહાપણ ચલાવ્યું !

શેઠે કપાળપર હાથ પછાડી કહ્યું:—વાહ વાહ ! અક્કલના ઇજારદાર અભાગીયા ! ધીટકાર છે તને. તું પુત્ર નહિ પણ મારો પુર્વ જન્મનો પરમ શત્રુ છે. હાય ! ઘણા લોકો સંતાન પ્રાપ્તી માટે અનેક વ્રત આચરે છે, છુટા હાથે હજારો રૂપીયાનું ખર્ચ કરે છે, ત્યારે ઓ પ્રભુ ! હું છતે છોકરે અપાર દુઃખ પામું છું. આવા અનાચારી પુત્ર હોય તેના કરતાં વાંઝીયાપણું સહસ્ત્રવાર શ્રેષ્ટ છે.

ઓ નરાધમ નફટ ! ખરેખર તેં મારૂં જીવતર અકારૂં કર્યું છે. મારી સુખી જીંદગીમાં હળાહળ ઝેર ભર્યું છે.

છેલશંકર—જે કર્યું છે તે ઠીકજ કર્યું છે. હવે ટકટક કરતા રહેશો ? તમારી લવરીથી પણ મારૂં મગજ ખરાબ થાય છે. હંમેશની આવી લમણાજીકથી હવે તો ઘરમાં આવવું પણ કંટાળાભરેલું જણાય છે.

શેઠ કંઈક નરમ બોલ્યા ! પણ ભાઈ! મારા ધોળા વાળ તરફ તો જરા ભાળ્ય ! આમ છેક છેલ્લે પાટલે શું જાય છે ! આનું પરિણામ કંઇ સારૂં નહિ આવે. બાવળનું બીજ રોપનાર આંબાનાં ફળ નહી લાવે. વળી જો-હવે તારા લગ્નનો દિવસ નજીક આવ્યો. તારા શ્વસુર પક્ષમાં પણ તારી આબરૂનાં વાજાં વાગી ચુક્યાં છે. ન કરે નારાયણને વિવાહ ફોક થાય તો ન્યાતમાં મારૂં તો નાકજ કપાઇ જાય, દુનિયામાં, લોકને મોં ન દેખાડી શકાય.

છેલશંકર—પણ પરણવાની કોને પરવા છે ? વિવાહ રાખશે તોય શું ને ભાંગશે તોયશું ? વખત આવ્યે સૌ જોઈ લેવાશે. મારો હાથ છોડો, જરૂરી કામમાં વિલંબ થાય છે. તેથી ચીતમાં અત્યંત ચીંતા થાય છે.

( આંચકો મારી હાથ તરછોડી ચાલવા માંડે છે. )

"પણ એ અકર્મી ! દાભડો તો મુકતો જા ! તું તો ભીખ માગતો થઇશ પણ સાથે તારાં માબાપને પણ ભટકતાં કરીશ ?" મોતીલાલે ઉકળતા હૃદયે બુમ મારી પણ કોણ સાંભળે ? શેઠ કપાળ કુટતા રહ્યા અને ભાઈ સાહેબ તો બને તેટલી ઝડપથી અનંગ પ્રભાના આવાસને રસ્તે પડયા.

અનંગપ્રભા આપણા આબરૂદાર યુવકની આતુર નયને રાહ જોઇ રહી હતી. ઘરેણાં મંગાવેલાં હોવાથી તેના નામનીજ માળા જપતી હતી. એટલામાં તો છેલશંકર હાંફતો હાંફતો મુખપર અવર્ણ્ય આનંદની છટા દર્શાવતો ગૃહ દ્વારમાં આવી પહોંચ્યો. હાથમાં દાભડો જોઇ અનંગપ્રભાના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે મલકાતે મુખે છેલનો હાથ ઝાલી કહ્યું. અહા ! પ્રિતમ ! દાસી માટે આજે બહુ પરિશ્રમ લીધો જણાય છે. અંગપર પ્રસ્વેદના ઝેબ દેખાય છે. મારા પ્રત્યે આપનો અવિચળ પ્રેમ છે તેનો પુર્ણ રીતે અનુભવ થાય છે. કીંકરી આપની જન્મોજન્મ આભારી છે.

છેલશંકરે દાભડો આપતાં કહ્યું. લે વળી એમાં આભાર શાનો માનવા બેઠી છે ? આતો શું પણ કદાચ મારો જીવ માગે તોપણ આપતાં પાછી પાની કરૂં નહિ. તારી ખાતર મરણ થાય તોપણ ડરૂં નહિ કે અંતરમાં ઉદ્વેગ ધરૂં નહિં.

"વાહ વાહ ! મારા વ્હાલા દિલદાર ! ખરેખર ! પ્રેમી મળો તો તમારા જેવાજ મળજો. આપ સ્નેહના સાચા પરિક્ષક છો એમાં કંઇ સંદેહ નથી." કામીનીએ કટાક્ષ કરી કહ્યું.

છેલશંકર—પ્રિય પ્રાણ ! આજ તો મગજ બહુ દુઃખે છે. માટે જરાક તારા મધુર કંઠને તસ્દી આપ, એકાદ સુંદર ગઝલ ગાઇ મારી અશાંતીને કાપ.

"જેવી મનમોહનની મરજી" એમ કહી અનંગપ્રભાએ હાથમાં સતાર લઈ તાર મેળવ્યા અને આલાપથી ગાવા લાગી.

**ગઝલ.**

છબીલા છેલ હું તારા નયન તીરે ઘવાઈ છું,
સલુણા શ્યામ ઓ મારા! વિરહબાણે વિંધાઈ છું. ૧
ગમે ના વસ્ત્ર કે વારી! વિયોગી હાય દુઃખકારી,
અવર વાતો નથી પ્યારી— વિરહ—
મનોહર મુખડાવાળા જપું તુજ નામની માળા,
મિલન વિણુ અંતરે જ્વાળા! વિરહ—
હજારો શોખનાં સાધન જરા ના લાગતું ત્યાં મન,
જીવન દેખાય જ્યમ જોગન! વિરહ—
નવૈભવ લેશ સુખકારી શીતળ વા વેદના કારી,
જગાવે જામિની સારી— વિરહ—
પિયુ તમ શું પ્રિતી જોડી અભાગી નાર તરછોડી,
જીવ્યાની આશ મેં છોડી— વિરહ—

સંગીત પુરૂં થયું. મોજમજાનાં મોજામાં અથડાતો યુવક ખુશ ખુશ થઇ ગયો, અને હસ્તે વદને બોલ્યો—વાહ વાહ સલુણી! આજ તો તેં તારા પ્રિતમને પ્રેમના પુરમાં ખુબ ભીંજવ્યો. રસીલી રામા! મારૂં તન મન અને ધન સર્વ તારાપર કુરબાન છે. જીગર જાન! તેં ખરેખર મારૂં ભાન ભુલાવ્યું છે. માત પિતાને તજી, અંતરમાં તારા નામનોજ શણગાર સજી સેવક તને સ્નેહથી ભજી રહ્યો છે.

"ધન્ય છે વ્હાલા તમારી ઉદાર વૃત્તિને! આપ આ અબળા-ની કદરથી વધારે કદર કરો છો. દાસી એટલી બધી પ્રસંશાને પાત્ર

નથી. આપના જેવા પ્રેમ પરિક્ષક હીરાઓ ( પથરાઓ ) ના પ્રતાપેજ અમે વિપુલ વૈભવ ભોગવીએ છીએ."

અનંગપ્રભાએ માર્મીકતાથી કહ્યું.

છેલશંકર ઉદારતાની હદ કુદાવી બોલ્યો—અરે નારે ના રસીલી નાર ! તારા સૌંદર્ય આગળ આ નજીવાં આભુષણ કંઇ ગણત્રીમાં નથી. કુબેરભંડારીનો સમસ્ત ભંડાર પણ તારા જેવી સ્નેહાળ શ્યામાના સ્નેહ જોડે સરખાવી શકાય નહિ.

અહા ! પ્રિય વાંચકો ! કામાંધ પુરૂષોની ગતી કેવી વિચિત્ર હોય છે. છેલશંકર ! તને ખબર છે કે તારા વૃદ્ધ પિતાને પૈસા પ્રાપ્ત કરતાં કેટલો પરસેવો વળ્યો છે ? વિષયાંધ ! આ ગણિકા તારા પ્રત્યે શા સારૂ સ્નેહ દર્શાવે છે. તેનો ભેદ તેં કળ્યો છે ? લગ્ન ગ્રંથથી જોડાએલ, નિઃસ્વાર્થ પ્રેમની પ્રતિમા શિવાય—અવર સ્ત્રીઓને માતા ભગીની સમાન ગણવામાંજ સાર છે. એજ મનુષ્ય માટે મોક્ષનું દ્વાર છે—એવો ઉપદેશ તને કદી મળ્યો છે ? ફીટકાર છે ! છેલશંકર ! તારા જેવા વેશ્યાગામી ગમારોપર લાખવાર ફીટકાર છે. કુકૃત્યનાં કડવાં ફળ તમારે માટે તૈયાર છે.

ધીમે ધીમે સુર્યનારાયણ પશ્ચિમ દિશાભણી ગમન કરવા લાગ્યા. અજવાળાનો અમલ ઉતર્યો અને અંધકાર સર્વત્ર પ્રસર્યો, હવે આપણા લ્હેરી લાલાએ લાચારી સાથે ઘેર જવાની રજા માગી. અનંગપ્રભાએ કૃત્રીમ આનાકાની બતાવી, વ્હાલાના વિયોગથી જાણે વ્યાકુળ થતી હોય તેવી સ્થિતી દર્શાવી, પણ હવે વખત વધારે થઇ ગયો હતો તેથી ઇશ્કીલાલ ધીમે ધીમે ઘર તરફ રવાને થયા.



# પ્રકરણ ૬ ઠું.

## સુલોચનાનું લગ્ન અને મોહીનીની શીખામણ.

સંસારમાં ઉત્કૃષ્ટ વસ્તુ પ્રેમ એક ગણાય છે,
ગાંધર્વ ને દેવો ખરે ! ગુણગાન તેનાં ગાય છે;
છે પ્રેમને વશ શ્રીપ્રભુ ભજનારની વ્હારે ચડે,
પ્રમદા પતિના પ્રેમ માટે અગ્નિ જ્વાળામાં પડે.
પ્રેમીજનો પૈસાતણી પરવા જરી કરતા નથી,
નીજ પ્રેમી માટે શીર દેવાને જરી ડરતા નથી;
નિર્મળ અચીચળ પ્રેમીઓનો વિજય અંતે થાય છે,
સુખ સ્વર્ગ સમ દેખે સદા ! જય જય જગે બોલાય છે.

પ્રિય પાઠકો ! સુજ્ઞ જનો કહે છે કે સરજનહાર સાચા પ્રેમીઓનો મદદગાર છે. પરિણામમાં તેમને માટે અવિચળ સુખ અને આરામ છે. અમે પણ કહીએ છીએ કે–પ્રેમી હૃદયને કુદરતી સ્હાય મળે છે–ભયંકર દુઃખોને ભેદી તેમના સુખી થવાના યત્ન ફળે છે.

સુલોચનાની માતા મોહીની ઘરમાં ગુપ્ત વિચારની માળા ફેરવી રહી છે " પતી નારાજ થાય યા કદાચ મારૂં શીર જાય તોપણ મારી વ્હાલી પુત્રીનો સંસાર હું બગડવા નહી દઉ. અહા ! કેવી નિર્દોષ ગરીબડી બાળા ! કઠણમાં કઠણ હૃદયવાળા મનુષ્યને પણ દયા આવ્યા વિના રહે નહિ. છતાં મારા દ્રવ્ય લોભી પતિને પુત્રીના પરિતાપ માટે જરાપણ અનુકંપા નથી. ખરે ! માણસ જ્યારે લોભને વશ થાય છે ત્યારે તે સારા નરસાનો વિચાર ભુલી જાય છે પણ હવે મારે વેળાસર ચેતવું જોઇએ, નહિ તો મારૂં એ અમુલ્ય રત્ન મર્કટને હાથ

જશે. બિચારી ગાય જેવી ગરીબ કન્યાને જીંદગી સુધી અસહ્ય સંકટ ભોગવવું પડશે. માટે લગ્નના ઠરાવેલા દિવસ પહેલાંજ પુત્રીની અનુમતી લઈ કોઇ લાયક નરના હાથમાં સોંપી દેવી જોઇએ.

આજકાલ વસંતલાલની કીર્તિ સુવાસિત પુષ્પની પેટે પ્રત્યેક સ્થળે ફેલાયલી જણાય છે. વર્તમાન પત્રોમાં તેના સુધારા સંબંધી લેખો લોકોમાં ઉમંગથી વંચાય છે કેળવાયલા ગૃહસ્થોમાં તેની વિદ્વતા માટે ઉંચામત બંધાય છે. જો કે સ્થિતીતો ગરીબ જણાય છે પણ તેથી શું ? છે મનુષ્ય પાસે વિદ્યારૂપી અમુલ્ય રત્ન છે તેને દ્રવ્યનો કંઇ તોટો નથી. અરે હું તો કહું છું કે રાજાપણ વિદ્વાનથી મોટો નથી. મારા સમજવા પ્રમાણે તો સુલોચના માટે એજ લાયક વર છે. પણ લાવ્ય જરાક દીકરીની આંતરીક ઇચ્છા તો સમજી લઉ ? કારણ કે એને તો આખી જીંદગી સુધીનો સંબંધ સાંધવાનો છે. સુખ દુઃખનો સર્વ આધાર એનો હસ્ત ઝાલનાર સ્વામી ઉપરજ રહેવાનો છે. એ પ્રમાણે વિચાર કરી મોહીનીએ સુલોચનાને બોલાવી પાસે બેસાડી અને વ્હાલ પુર્વક બોલી—મ્હારી વ્હાલી પુત્રી! અત્યારે મેં તને અહીં શા માટે બોલાવી છે એની થોડી ઘણી કલ્પનાતો તેં કરી લીધી હશે હું તને એક અગત્યની વાત પુછવા માગું છું માટે શરમાયા વગર સત્ય વિચાર દર્શાવજે સમજુ સુલોચના માતાના હૃદયની વાત સમજી ગઇ. અંતરમાં અનેક પ્રકારના વિચાર ઉછાળા મારવા લાગ્યા. અહા ! વ્હાલા વસંત સાથે માનસીક લગ્ન તો થઈ ચુકયું છે શું માતુશ્રી મારી માગણી કબુલ રાખશે ? એ પ્રેમના પરિક્ષક હીરાના હાથમાં મારો હાથ આપશે ? અરે પણ શરમ છોડી મારાથી માતુશ્રી આગળ એની વાત કેમ કહેવાય ? નીર્લજ બની વડીલની આમાન્યા કેમ તોડાય ? ઓ પ્રભુ ! તું પ્રેમનો જાણનાર છે ! તો શુદ્ધ સ્નેહનો

સ્હાયક થજે એ પ્રમાણે પોતાની ચીંતા પ્રભુને સોંપી અજાણ્યાનો ડોળ કરી બોલી–પુજ્ય માતુશ્રી! જે કહેવું હોય તે ખુશીથી કહો હું આપની આજ્ઞા પાળવા તૈયાર છું.

મોહીની–શાણી સુલોચના! ત્યારે ધ્યાન દઇ સાંભળ! તારા લોભી પિતાના લોભ શસ્ત્રથી તને બચાવવા માટે હવે બનતી ત્વરાએ મારે યુક્તિ યોજવી જોઇએ હું આજેજ કોઇ લાયકવર સાથે તારૂં ગાંધર્વ લગ્ન કરવા ઇચ્છું છું માટે તારી નજરમાં કોઇ વિદ્વાન અને ગુણવાન નર હોય તો મને જણાવ.

સુલોચના શરમને આધિન થઇ નીચું જોઇ રહી.

મોહીની–દીકરી! શરમાવાનો આ સમય નથી, વખત વીતી જશે તો આદરેલો યત્ન અફળ થશે માટે વિચાર કરી તારી ઇચ્છા દર્શાવ.

સુલોચના અત્યંત નમ્રસ્વરે અચકાતી બોલી–માતા! એમાં હું શું કહું? તમને આ બાળકીના હીતની પુર્ણ કાળજી છે તેથી મારે કંઇ પણ બોલવાની જરૂર જણાતી નથી.

મોહીની–વારૂ ત્યારે દીકરી! મેં તારે લાયકજ એક યુવક મનમાં શોધી રાખ્યો છે. તેની પાસે બાગ બગીચા કે ગાડી ઘોડા વિદ્યારૂપી અમુલ્ય હીરાના પ્રકાશથી તે સર્વત્ર પ્રકાશી રહ્યો છે. હું ધારૂં છું કે તું એક કેળવાયેલી બાળા હોવાથી દ્રવ્યવાન કરતાં વિદ્વાન સ્વામીને મેળવતાં વધારે આનંદ પામીશ! નહિ વારૂ?

સુલોચનાનું મન બહુજ અધીરૂં થઇ ગયું. તેણે વિનય પુર્વક કહ્યું–માતુશ્રી! તમારૂં કહેવું સર્વથા સત્ય છે. સદ્‌વિદ્યામાં સર્વ ગુણનો સમાવેશ થઇ જાય છે. દ્રવ્યનો તો કોઈ કાળે નાશ થાય છે. દશાના ચક્રમાં ચડેલા કઇક લક્ષાધિપતી ગૃહસ્થો ભીખારી જેવી સ્થિતિ ભોગ-

વતા જણાય છે માત્ર વિદ્યાજ અવીચળ સુખ આપનાર, અને ગમે તેવી સ્થિતિમાં પણ સંતોષ જણાવનાર પ્રતિત થાય છે.

મોહીની—ધન્ય છે દીકરી તારી કેળવણીને અને સંતોષમય વૃત્તિને ! ત્યારે સાંભળ દીકરી ? આપણા શહેરમાં વસંતલાલ નામે એક યુવક છે વર્તમાન પત્રો અને પ્રજા વર્ગ મુક્તકંઠે તેની વિદ્વતા વખાણે છે. એજ ગુણીયલ નરને હું તારો હાથ સોંપવાની ઉત્કંઠા રાખું છું.

અહા ! કેવો આનંદ ! પ્રેમ તારી બલીહારી છે. મન ગમતા નાથનું નામ સાંભળી સુલોચનાનું હૃદય હર્ષથી ભરાઇ ગયું. • નયન નીચાં નમી ગયાં ગુલાબી કપોળપર શરમના શેરડા પડી ગયા. મુખપર વિલક્ષણ પ્રકારનો આનંદ ચમકવા લાગ્યો.

ચતુર મોહીની સ્વીકાર સુચક સંજ્ઞા સમજી ગઇ, અંતરમાં આલ્હાદિત થઈ અને તુર્ત એક પત્ર લખવા બેઠી.

વિધ્વદ્ રત્ન વસંતલાલ ! ગુણવાન, વિદ્વાન્ અને પરોપકારી પુરૂષ તરીકે તમારૂં નામ સર્વત્ર ગવાય છે, આ પણ એક સ્હાય કરવાનો કટો કટીનો સમય છે કે જ્યાં એક નીરાધાર બાળાને બળતા દવમાંથી બચાવી શરણે રાખવાની છે. મારી એકની એક કેળવણી પામેલી કન્યા સુલોચનાને તમારી સાથે લગ્ન ગ્રંથીએ જોડી, સોંપવાની છે. તો સત્વરે પધારશો. વિલંબ થશે તો અનુકુળ સમય જતો રહેશે અને અભાગી બાળા સ્વાર્થી જનોનો ભોગ થઇ જશે.

દુઃખને દિલાસારૂપ થવામાં આપ પાછી પાની નહિ કરો એવી પુર્ણ આશા હોવાથી પત્રને વિશેષ લંબાવી વ્યર્થ તસ્દી આપતી નથી.

લી. શુભચિંતક—મોહીની
(સુલોચનાની માતા)

પત્રીકા પુરી કરી વિજયા નામની પોતાની સખી જોડે મોકલાવી દીધી. પોતે કુંકુમ અક્ષત, પુષ્પ આદિ માંગળીક વસ્તુઓ એકઠી કરી શુભ લગ્નની તૈયારી કીધી અને વસંતની આતુરતાથી રાહ જોવા લાગી.

વ્હાલા વાંચકો ! વિજયાએ આપેલી પત્રીકાથી વસંતના અંતરમાં કેટલો આનંદ થયો હશે. તેની કલ્પના આપજ કરી લેશો. વગર પ્રયત્ને સુલોચનાની માતાની અનુમતી મળવાથી, રસીલી બાળા જોડે જીવન યાત્રા કરવાનું નક્કી થવાથી પોતાનું અહોભાગ્ય માન્યું અને કેટલોક વખત પરમાત્માની હૃદય પૂર્વક પ્રાર્થના કરી પછી ઝટપટ ઘટતો પોશાક પહેરી વિજયા સાથે મોહીનીના ગૃહ તરફ વિદાય થયો.

સુલોચના પણ શુભ વસ્ત્ર પરિધાન કરી તૈયાર થએલી હતી. મનમાં રસીક વરના નામની જ માળા જપતી હતી. એટલામાં શાન્ત મુર્તી—વસંત આવી પહોંચ્યો. મોહીનીએ ઘટતો આવકાર આપ્યો. અને સુલોચનાના સંકટનો વૃતાંત ટુંકામાં જણાવ્યો (કે જે વસંતલાલ શીવ મંદીરમાં કયારનોય જાણી ચુકયો હતો) ત્યાર પછી મોહીનીએ સુલોચનાનો હસ્ત સ્વહસ્તે વસંતના કરમાં સોંપ્યો અને પોતાની વહાલી અનામતની સુંપરત કરવા લાગી.

બાળા સુકોમળ પુષ્પ સમ મેં પ્રેમથી તમને દીધી,
સાક્ષી કીધા રવિ દેવ, ને સર્વેશ શ્રી કરૂણાનિધી,
રક્ષા કીધી આ કુસુમની ઉપકાર માનું છું અતી;
આશીશ અંતરથી દઉં આશા થજો સૌ ફળવતી.
અધીકાર મેં છોડયો હવે માલીક તમે સાચા થયા,
સંભાળજો ધરી સ્નેહ નિશદિન રાખજો એની દયા;

શુભ ગુણ થકી ભરપુર છો ! ઝાઝી ભલામણ શું કરૂં,
મુજ લાડકી કન્યા તણી સોંપી તમોને આબરૂ.

મોહીની કહી રહી એટલે વસંતે આશ્વાસન અર્થે પ્રત્યુત્તર રૂપે કહેવા માંડયું,

અબળા દીઠી ના અવનીમાં સ્નેહાળ જેવાં છો તમે,
છે ધન્ય માત પિતા તમારાં ! પુર્તી પ્રેમ ઉરે રમે;
સાહસ કરી, હીંમત ધરી ક્રુર નાથ કોપે ના ડરી,
સ્વાર્થાંધતાને પરહરી ! હા ! રીઝશે તમપર હરી.
ચિંતા તજી, હરજી તણું દઇ નામ દયો પરવાનગી,
"રાખીશ જીવ સમાન" રહેશે પ્રાણ મારા ત્યાં લગી;
વંદું પ્રભુને પ્રેમથી સંકષ્ટ સૌ સંહારવા,
થાજો સહાયક ! સફળ ફેરો ભવ સમુદ્ર તણો થવા.

વસંતનાં શાણપણ અને સ્નેહ ભર્યા વચનોથી મોહીનીના હૃદયમાં અમૃત રેડયું હોય એવી અસર થઇ, આવો વિદ્વાન વર મળવાથી પ્રિય પુત્રી તરફની તેની ચીંતા ગઇ, તેને પૂર્ણ ખાત્રી થઈ કે આ વીરનર સુલોચનાને બનતા પ્રયત્ને સદાય સુખમાં રાખશે. દાંપત્ય પ્રેમ દીપાવી ચાલુ જમાનાના ક્લેશમય સંસારને ઉદાહરણ રૂપ થશે. હવે મોહીનીએ સુલોચનાને પાસે બેસાડી, ગંભીર મુદ્રાથી કહ્યું—મારી વહાલી પુત્રી ! કીરતારની કૃપાએ હું તને સુખી સંસારમાં નાંખી મારા કર્તવ્યથી મુક્ત થઈ છું. હવે માત્ર મારે તને શીખામણરૂપે બે શબ્દ કહેવાના છે. જો કે સુપાત્ર અને શાણી છે. છતાં મારૂં હૃદય તને સ્વામી ગૃહે સીધાવતા પહેલાં યોગ્ય ઉપદેશ આપવાની પ્રબળ ઇચ્છા ધરાવે છે. માટે તું શાંત ચિત્તે શ્રવણ કર.

સુલોચનાએ માતાને વંદન કરી કહ્યું–મારી સ્નેહાળ માતા! જનની મળો તો ભવેભવ તમારી જેવીજ મળજો. હળાહળ વિષમાં ભળતું મારૂં જીવન તેં હિંમત પૂર્વક સુધારી, અમૃત સાથે મેળવ્યું છે. મારા પિતાના પ્રકોપથી ના ડરી, મારાજ સુખની, લાગણી કરી, કન્યાવિક્રયના ક્રુર રીવાજ પર કાપ મુકનાર માતા! તને સહસ્ત્ર વાર ધન્ય છે, તારા પવિત્ર મુખમાંથી સદ્‌બોધ સાંભળી મને ઘણોજ હર્ષ થશે. મારી નૈતિક શક્તિ વધશે તથા સાંસારીક સંકટની સામે થવામાં સખીની પેઠે સ્હાય કરશે. માટે કહે! હું અતી ઉલ્લાસથી સાંભળું છું.

મોહીની વ્હાલી પુત્રી! આજથી તારા ઉપરથી મારો અધીકાર ઉતર્યો છે. હવે તેં માતા પિતાનું ગૃહ તજી નવા સંસારમાં પગ ધર્યો છે. માટે બાલ્યાવસ્થાની નીર્દોષ રમત ગમત છોડી ગંભીરતા અને સાંસારીક સંકટોની હીંમત ધારણ કરવાનો સમય આવ્યો છે. લજ્જા અને સહન શીલતા ઈત્યાદી ગુણો કે જેને શૈશવાવસ્થામાં ઘણે ભાગે અભાવ હોય છે તેને વિકસાવવાની તારે ખાસ જરૂર છે. કુટુંબમાં ગૃહીણીને માથે જેટલી જવાબદારી રહેલી છે તેટલી બીજા કોઈ ઉપર નથી. જેમ કોઇ રાજ્યમાં મંત્રી વિદ્વાન અને શાણો હોય તોજ રાજ્ય આબાદ થાય છે. તેમ કુટુંબમાં સ્ત્રી કેળવાએલી અને ચતુર હોયતોજ ગૃહની સુખાકારી સારી રીતે સચવાય છે.

ગૃહરાજ્યની અધીકારીણી તરીકે સ્વામીને સર્વ પ્રકારે સંતોષી તેમનો પ્રેમ પ્રાપ્ત કરવો એ તારી પહેલી ફરજ છે કારણ કે નાથ રૂપી નાવિકાની મદદથીજ નારી સંસાર સાગર તરે છે. પતી–પ્રભુની સ્હાયથીજ સન્નારી સ્વર્ગ સમાન સુખ સંપાદન કરે છે. માટે તન મનથી તેમનું પ્રિય કાર્ય કરવા પ્રયત્નશીળ થવું. તેમના સુખે સુખી

અને દુઃખે દુઃખી બનવું. જગત જંજાળની ઉપાધીયોથી શ્રમીત થઈ કંટાળેલો પુરૂષ સાંજે આશાએશની આશે ઘેર આવે ત્યારે સતી સ્ત્રીએ હાસ્યમય મુદ્રાએ સુગંધીત પુષ્પ સમાન વચન બોલી તેના પરિશ્રમને શાંત કરવો જોઇએ. હાલના જમાનામાં કેટલાંક ભાગ્યશાળી દંપતી યુગલો બાદ કરતાં—જ્યાં જોઇએ ત્યાં અસંતોષ, કલેશ, કર્કશ વચનો, સ્વાર્થ ઈત્યાદીજ જણાય છે. એવાં મનુષ્યોનાં જીવન સદાય દુઃખમાં પુરાં થાય છે. શુદ્ધ પ્રેમનું સ્વર્ગીય સુખ તેમને મળી શકતું નથી. કારણકે બાળપણથી બાળાઓને યોગ્ય કેળવણી અને ધાર્મીક શિક્ષણ તથા ભવિષ્યના જીવનમાં પોતાનાપર આવવાની ફરજોના જ્ઞાનથી વિમુખ રાખવામાં આવે છે. પુરૂષો પણ પત્ની પ્રત્યેની ફરજો અદા કરવાના જ્ઞાનથી અજ્ઞાત હોય છે. જ્ઞાત હોય છે તો કેટલાક દુરાચારના દરિયામાં પડી પોતાની ફરજો પ્રત્યે બે દરકાર થાય છે. આ ઉપરાંત બાળલગ્ન કન્યાવિક્રય આદી અનેક દુર્ગુણોએ હિંદુ સંસારના સુખમાં સળો પેસાડયો છે. પ્રભુની દયાથી તું એક ગુણ-વાન અને વિદ્વાન ભરથાર પામી છે, એ દયાળુ ઇશ્વરની તારાપર મોટી કૃપા છે માટે એ કૃપાનો તું સારી રીતે લાભ લેજે.

દીકરી ! સ્વામી નારાજ થાય એવો કોઈ પણ પ્રસંગ પેદાજ ન થવા દેવો જોઇએ અને વિનોદથી તેમનું મન મનાવી લેવું જોઇએ આપણી ભુલ થઈ હોય તો હાથ જોડી નમ્રતા પૂર્વક ક્ષમા માગવી જોઇએ. કદાચ પતીની વર્તણુક અયોગ્ય લાગે તો યુક્તિ પુર્વક અને પરમ શાંતીથી સમજાવી તેને સુધારવો એ સ્ત્રીની ફરજ છે. પ્રિય પુત્રી ? હું આ સ્થળે એક અપવાદ રૂપ અબળા બની છું કારણ કે—સ્વામીને તેમના ક્રુર વર્તનને લીધે સંતોષી શકી નથી. તેમની

મરજી સાચવી શકી નથી. પણ એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે—કમાવાની શક્તિ ખોઈ કન્યા વિક્રય જેવાં અધમ કૃત્યો કરી વૈભવ યુક્ત થવાની વાંચ્છના રાખનાર પુરૂષ—એક આર્ય રમણીનો પતી હોવાને કોઇ રીતે લાયક નથી. તેથી તેની અઘટીત ઇચ્છા તીરસ્કારવાથી કોઇ રીતે દુષિત થવાતું નથી. અસ્તુ.

ઘણી સ્ત્રીઓ પતી રૂપી સાચા પ્રભુને ભુલતા મુકી, અંધ શ્રદ્ધાને આધીન થઇ દેવ દર્શનને માટે દોડાદોડ કરે છે. જગતને ઠગવાનો ધંધો લઈ બેઠેલા વેશધારી સાધુઓના ચરણમાં સ્નેહ પુર્વક શીશ ધરે છે. વળી મગજમાં સુધારાનો ફાંકો રાખનારી કેટલીક ફુઅડો વડીલની આમન્યા અને લાજ મર્યાદાપર ધુળ નાંખી ખુલ્લું માથું રાખી બાગ બગીચામાં હરે ફરે છે. આવું વર્તન કોઈ રીતે યોગ્ય નથી. સ્ત્રીને માટે સ્વામી એજ સંસારનો સાચો દેવ છે. પતિનો પ્રેમ મેળવ્યા વીના પ્રભુ પુજનાર ને પ્રેમદાનું કદાપી કલ્યાણ થતું નથી. ભગવત ભજનને બહાને ખોટા ઢોંગમાં ફસાવાથી છેવટે સ્વામીનો સ્નેહ ઉતરી જાય છે અને પરિણામે એવી અક્કલહીન અબળાનું જીવતર અકારૂં થાય છે.

સ્વસુર ગૃહે જઈ કોઇ દિવસ ઉંચા સ્વરે બોલવું નહિ. હંમેશાં ગમે તેવા પ્રસંગે નમ્રતાજ ધારણ કરેલી રાખવી. સાસરીમાં વહુપર સત્તા ચલાવવાનો સર્વને વધારે શોખ હોય છે. તેવે પ્રસંગે સહનશીલ બની સર્વના બોલ શાંતીથી સહેવા જોઇએ. સ્વામીના સુપાત્ર મિત્રોનું મર્યાદા સાચવી યોગ્ય સન્માન કરવું. એથી પતીની પ્રીતીમાં વૃદ્ધિ થાય છે. પણ કુપાત્ર મિત્ર હોય તો તેનાથી ચેતીને ચાલવું. અને એવા માણસને ઘરમાં દાખલ ન કરવા સ્વામીને વિનયપુર્વક વીનવવા તથા એવા દુષ્ટ મિત્રથી દુર રહેવા નમ્રતાપુર્વક સમજાવવા.

સંસારમાં સ્ત્રીને શિયળરક્ષા માટે સર્વથી વધારે કાળજી રાખવાની છે. ઘણી વખત નીચ–વિષયી પુરૂષના પંજામાં આવી જવાય છે કે જ્યાં મદદની આશા હોતી નથી. એવે પ્રસંગે પ્રાણની પણ પરવા ન કરવી અને શીયળરૂપી અમૂલ્ય ધનનું રક્ષણ કરવું. દ્રઢ નિશ્ચયવાળી સતી સ્ત્રીનો આખરે વિજય થાય છે, કુદરતી મદદ જરૂર મળે છે અને જારી જન છેવટે દુઃખાગ્નિમાં બળે છે. ખપથી વધારે બોલવાની ટેવ રાખવી નહિ. સંતોષ રૂપી ઘરેણું સદાય પહેરેલું રાખવું, જેવી સ્થિતિ આવે તેવી સ્થિતિમાં આનંદ માની નીભાવવું. પારકાનો વૈભવ જોઈ પોતાના રંક સ્વામી પાસે સ્થિતી ઉપરાંત ઘરેણાંની અયોગ્ય માગણીઓ કરવી નહીં, ઘણી સ્ત્રીઓ ગરીબ સ્થિતીમાં સ્વામીને કર્કશ વચનો બોલી સંતાપે છે કે, "અભાગીયા! મેં તારે પાલવ પડી શું સુખ માણ્યું? ખાવા ન હતું ત્યારે નાળીયર ઝાલી શીદને નીકળ્યો હતો? મુઆં મારાં માબાપ કે આવા અકર્મીના ઘેર નાખી. એ કરતાં તો કુવા હવાડામાં નાખી હોત તો વધારે સારૂં."

એવી રીતે અનેક સ્વસ્તી વચન સંભળાવી સંસાર ઝેર બનાવે છે. ધીક્કાર છે એવી કમજાત કુલટાઓને! સુકો રોટલો મળે–અરે છેવટે ઉપવાસ કરવા પડે છતાં સ્વામીને સદૈવ સ્નેહની નજરથી જ નીહાળવો જોઇએ, તેનો સાથ પ્રાણાન્તે પણ ન પરહરવો જોઇએ. એજ આર્ય અબળાનું ભુષણ છે.

પ્રિય પુત્રી! એવી સતી સ્ત્રીઓના કેવા પ્રભાવ હોય છે? જો! સાવિત્રીએ પોતાના સતીત્વ બળના પ્રતાપે યમરાજને પ્રસન્ન કરી કાળના મુખમાં ગએલા સ્વામીને સજીવન કર્યો છે. ઘણી પતી-

પ્રાણુ પ્રેમદાઓએ પતીના પરલોક ગમનથી ભયંકર અગ્નિ જ્વાળામાં શયન કરી શુદ્ધ સ્નેહની સાબીતી આપી છે. એવી દિવ્યાંગનાઓ ભારતવર્ષના ઉજ્વળ કીર્તિ સ્તંભ સમાન છે.

વ્હાલી દીકરી! તું ચતુર છે, કેળવણી પામેલી છે, મને પૂર્ણ ખાતરી છે કે મારી શીખામણ મુજબ સંચરી તું સ્વામીના તથા તારાં માતાપિતાના એમ ઉભયકુળને દીપાવીશ.

મોહીનીનો આવો ઉત્તમ પ્રકારનો ઉપદેશ સાંભળી સુલોચના ગદ્‌ગદ્ કંઠે બોલી—ધન્ય છે મારી વિદ્વાન જનેતા! તમારો અમૃત સમાન સદ્‌બોધ મારા અંતરમાં જાદુઇ અસર કરે છે, જીવ જતાં પણ તમારા વચનથી વિરૂદ્ધ નહી વર્તુ એ ખાત્રી રાખજો.

ગાંધર્વ લગ્નનો વિધી પૂર્ણ થયો, રાણી સુલોચથી જુદા પડવાનો સમય નજીક આવ્યો. તેથી મોહીનીની આંખમાંથી અસ્ખલીત અશ્રુ પ્રવાહ વહેવા માંડયો, સુલોચનાની પણ તેવીજ સ્થિતી થઇ ગઇ. છેવટે મોહીનીએ કઠણ હૈયું કરી પોતાના સુકુમાર પુષ્પની વસંતને વારંવાર સુપ્રત કરી–દંપતીને સુખી રહેવા અંતરની આશીશ આપી વિદાય કીધાં.



## પ્રકરણ સાતમું.

---

### કન્યાવિક્રયનો વરઘોડો.

મોતીલાલ શેઠનું હૈયું આજે આનંદથી ઉભરાય છે. ઘરમાં ગજગામીનીઓ ધવળમંગળ ગીત ગાય છે, મકાન રંગબેરંગી ચીત્રોથી સુશોભિત દેખાય છે, શેઠ પ્રભાતમાંથીજ આમતેમ દોડાદોડ કર્યા જાય છે. ખારેક, પતાસાં, શ્રીફળ વિગેરે છુટે હાથે વહેંચાય છે. કારણ કે આજે છેલશંકરભાઇનો વરઘોડો છે. છેલશંકર ઘરમાંથી ઘણું ખરૂં દ્રવ્ય તો અનંગપ્રભા ગણીકાને ઘેર આપી આવ્યો છે છતાં શેઠ રાતું મોં રાખી અત્યારે આબરૂની ખાતર કાંકરાની માફક પૈસા વાપરે છે. લગ્ન થયા પછી પુત્ર જરૂર ડાહ્યો થશે એવી અંતરમાં કલ્પના કરે છે. પુત્ર સુધરતાં પૈસા તો કાલ પેદા થશે એમ હૈયામાં હામ ધરે છે.

ધીમે ધીમે વરઘોડાની સામગ્રી તૈયાર કરતાં સાયંકાળ થયો. છબીલા વરને સ્વારી કરવા માટે દરબારમાંથી સીફારસ કરી એક અનુપમ અશ્વ મંગાવ્યો, તેને કલગી તોરા પુષ્પ વિગેરેથી શણગાર્યો. વરરાજાએ પણ ઉત્તમ પ્રકારનાં જરીયાન વસ્ત્ર અંગપર ધારણ કર્યાં. બહુ મૂલ્ય આભરણો પહેર્યાં. પછી હાથમાં શ્રીફળ લઇ બહાર નીકળવા જાય છે કે તુર્ત એક બીલાડી આડી ઉતરી, સર્વના મનમાં વહેમ આવ્યો. એટલામાં એક યુવક દોડતો દોડતો ઘરમાં દાખલ થયો અને મોટા અવાજે મોતીલાલ શેઠને બોલાવવા લાગ્યો. શેઠ એકદમ ગાભરા બની ગયા, અને આગળ આવી બોલ્યા—અલ્યા

મોહન! છે શું? કેમ આટલો બધો ગભરાય છે? કંઇ નવા જુની તો નથી બની?

મોહન—શું બોલું મારૂં કપાળ! કન્યા તો ક્યારનીએ પરણી ગઇ, વસંત નામના વિદ્વાન વરની નારી થઇ, હવે વરઘોડો શાનો ચડાવો છો? નાહક વરની ફજેતી શું કરાવો છો? આ સાંભળી મોતીલાલ શેઠ તો સ્તબ્ધજ બની ગયા. શરીરમાંથી લોહી ફરતું બંધ થવાથી પુણી જેવા થયા. થોડીવારે કંઇક સાવધ થઇ બોલ્યા— હેં! શું કહે છે મોહન! આ વાત ખરી છે? અલ્યા મુર્ખા! મશ્કરી તો નથી કરતો ને!

મોહન—કાકા! મને શું કામ મુર્ખ બનાવો છો? આવા સમયે મશ્કરી તે થાય? વગર કારણે લગ્નમાં વિઘ્ન નંખાય?

બસ થઇ ચુક્યું! વરઘોડો વરઘોડાને ઠેકાણે રહ્યો, આનંદ કરવા એકઠા થએલા લોક સૌ સૌને ઘેર ગયા, સુંદર શણગાર સજી ફુલેકામાં ફરવાની આશાએ આવેલી અબળાઓ ટોળ મશ્કરી કરતી, અનેક પ્રકારની કલ્પના ભર્યાં વેણ ઉચરતી ચાલી ગઇ. બીચારાં બાળકો પણ પોતાની ગમ્મત આમ ઓચીંતી ગુમ થવાથી નીરાશ થઇ નાશી ગયાં. વરરાજાએ પણ જરીયાન જામા ઉતારી લાચારીથી હંમેશનાં મેલાં ઘેલાં લુગડાં પહેરી લીધાં.

શેઠ તો આ દેખાવ જોઇ નીચા જ બેસી ગયા, અને જાણે હમણાં પોક મુકી રડશે. એમ ઉંડી દીલગીરીમાં ગરકાવ થયા. "હાય! આખરે સાઠ વર્ષે મારી આબરૂ ધૂળમાં મળી ગઇ. લોકો મારી સામે આંગળીયો કરશે. અદેખા લોકોનાં આંતરડાં ઠરશે." વિગેરે વલોપાત ભર્યાં વચનો બબડી જેમ તેમ કરી રાત્રી પસાર કરી.

સવારમાં પહો ફાટતાં જ શેઠ સવા ત્રણ ગજની લાકડી લઇ કંચનલાલ વેવાઇના ઘર તરફ વળ્યા. મુખપર ક્રોધનાં નીશાન સ્પષ્ટ જણાય છે. આંખોમાં અગ્નિની ચીણગારીઓ ઉડતી દેખાય છે. ઉતાવળમાં માથે પાઘડી પણ બરાબર મુકાઇ નથી. પંચીયાની પાટલી બરાબર ન ખોસેલી હોવાથી વારંવાર પગમાં આવે છે. છતાં તેની દરકાર કર્યા વિના મોતીલાલ શેઠ હીંડયા જાય છે. એટલામાં કંચનલાલનું ઘર આવ્યું. દેશાઇ દાતણનો કુચો મોંમાં ફેરવતા એક ઓટલીપર બેઠેલા દીઠા. શેઠ આવતાં વેંતજ બરાડા પાડી બોલ્યા— દેશાઇ! વણીક થઇ લુંટારાનો ધંધો ઠીક હાથ ક્યોં છે. પુત્રીનો એક ઠેકાણે વિવાહ કરી બીજે ઠેકાણે વળાવતાં શરમ પણ ન આવી? રૂપીયા પ્રથમથી ઘરમાં મુકી દગો કરતાં જરા ડર પણ ન લાગ્યો? ઠીક છે! પણ યાદ રાખો! હું હાલને હાલ મારી આબરૂ માટે કોર્ટમાં ફર્યાદ માંડી તમને હાલ બેહાલ કરૂં છું.

કંચનલાલ મોઢામાંથી કુચો કાઢી હળવે રહી બોલ્યા—શેઠજી! જરા ધીમા પડો, કારણ તપાસ્યા વિના શા માટે ક્રોધ કરો છો? બનવાનું હતું તે બની ગયું. મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે એક ગાય જેવી ગરીબ દીકરી આમ ઉચ્છૃંખલ બની મારી મરજી વિરૂદ્ધ પગલું ભરી, લોકમાં બે આબરૂ કરી, આમ તમારી આગળ નીચું ઘલાવશે.

મોતીલાલ—પ્રપંચ કરીને હવે નમ્રતા ભર્યા વચન વદવાથી કાંઇ દિવસ વળવાનો નથી, નીચ કૃત્ય કરી ફાયદો મેળવવાનો વિચાર ફળવાનો નથી. માટે કન્યા બતાવો. યાતો જલ્દી મારી પાછળ પાછળ રાજદરબારને રસ્તે આવો.

આવી ધમકી સાંભળી દેશાઇ બહુજ ગભરાયા. પણ શું કરે? નીરૂપાય! પરણી ગએલી પુત્રી હવે ક્યાંથી મેળવાય? મોતીલાલને મનાવવા ફરી નમ્ર થઇ બોલ્યા. શેઠજી! માફ કરો; મારો કશો પણ વાંક હોય તો કેશરીઆ ભગવાનની સોગન! શું તમે મને એવો બેવચની ધારો છો? જરાક તો વિચાર કરો?

મોતીલાલ—વિચાર કરવાની કંઇ જરૂર નથી. માથું કાપ્યા પછી પાછી પાઘડી બંધાવવાનો વિવેક કરવો એ વ્યર્થ છે. હું દરબારમાં કેસ ચલાવી કન્યા કબજે કર્યા વિના રહેનાર નથી. ઉજળે મોંઢે બહાર નીકળી પણ ન શકાય એવી અપકીર્તી સહેનાર નથી.

દેશાઇએ જાણ્યું કે; કાલાવાલા કરવાથી હવે આપણો છુટકો થવાનો નથી. તેથી જે થવાનું હશે તે થશે એમ ધારી મોતીલાલ જોડે નિર્બળ પગે રાજદરબારને રસ્તે વળ્યા. લગભગ નવનો શુમાર થયો છે. મહારાજા કેસરીસીંહ દરબારમાં સુવર્ણના સિંહાસન પર વિરાજ્યા છે. એક બાજુએ મુખ્ય મંત્રી અને બીજી બાજુ પાટવી કુંવર કુરસેન બેઠેલા છે. અધીકારી વર્ગ પણ પોતપોતાના સ્થાને ગોઠવાઇ ગયો છે. નક્ષત્ર સમુદાયમાં ચંદ્ર શોભે તેમ સભામાં કેસરીસિંહ મહારાજા દીપી રહ્યા છે. દરબાર હંમેશાં બહુજ દબદબાથી ભરવામાં આવતો. રંગબેરંગી શેત્રંજીઓ, રેશમી ગાદી તકીયા તથા ઉંચી જાતની કારીગીરીવાળી ખુરશીયો, મેજ, કૉચ વિગેરે એવી ઢબથી ગોઠવ્યું હતું કે જોનારનું હૃદય હેરત પામી જાય-એ ઘડી મનને આનંદ થાય!

પ્રથમ પ્રવેશમાંજ હંમેશના રીવાજ મુજબ નાયકા આવી તેણે મહારાજાને નમન કરી નાચ અને ગાન શરૂ કર્યું અને સભા-

જનોનાં મન રંજન કર્યા. પછી પ્રધાન ઉભા થઇ એક પછી એક અનુક્રમે કેસના કાગળો મહારાજાને વાંચી બતાવવા લાગ્યા. એ કામ પુરૂં થયા પછી અરજદારોને એક પછી એક દાખલ થવાની આજ્ઞા થઈ. પ્રથમ જ પ્રેમચંદ નામનો એક વણિક દાખલ થયો. મહારાજાએ તેનું મુખ અતી મ્લાન જોઈ પુછયું! તમારે શી બાબતની ફર્યાદ છે? ગભરાયા વગર જે હોય તે કહો!

પ્રેમચંદ—કૃપાનાથ! મારે માથે અસહ્ય સંકટ આવી પડયું છે. મારા કષ્ટની કથા કહેતાં શરમ ઉપજે છે પણ એકે ઉપાય ન ચાલવાથી અને આપ દયાળુની ન્યાય શીળતાનો કંઇક પરિચય હોવાથી મારૂં દુઃખ દુર થવાની આશાએ અત્રે આવ્યો છું. મહારાજા! મારી કમજાત સ્ત્રી મારાથી છુટાછેડા કરવા માગે છે. પ્રથમ પૈસા સંબંધી મારી સ્થીતિ સારી હતી. જ્યાં સુધી ખાનપાન મળ્યાં ત્યાં સુધી આ સ્વાર્થી સ્ત્રીએ સારી રીતે ગૃહતંત્ર ચલાવ્યું. અત્યારે તેનાજ ઉડાઉપણાના પરિણામે ગરીબ સ્થીતિ આવતાં ઘર તજવાની ઇચ્છા કરી સ્ત્રી જાતિની અધમતા દર્શાવે છે.

મહારાજા—તમારી સ્ત્રીનું ઉડાઉપણું નજરે પડતાં તમે પ્રથમથી કંઇ બંદોબસ્ત કેમ ન કર્યો?

પ્રેમચંદ—નામદાર! ઘણી વખત શીખામણ આપેલી પણ પત્થર પર પાણી. ચૌદમા રત્નનો (મેથીપાક) ઉપયોગ કરતાં કલેશ થાય. મફતની મજા જોવા ઘેર લોકનો મેળો ભરાય અને સંસારમાં ઝેર રેડાય એ ભયથી શાંતી રાખી સર્વ સહન કરતો. આવા વિલક્ષણ પરિતાપનો પ્રકાર કોઇની આગળ ન ઉચરતો. ભવિષ્યમાં કોક દિવસ સુધરશે—તેની ઉડાઉ વૃત્તિનું પરિવર્તન થશે, એમ ધારી ધીરજ રાખી, તો પરિણામ આવું નીકળ્યું.

મહારાજા—તમારી સ્ત્રીને અહીં મારી સમક્ષ હાજર કરો.

પ્રેમચંદની સ્ત્રી મોંઘીબાઇ પણ ફેંસલો સાંભળવા સાથે જ આવ્યાં હતાં. ઘુંઘટથી મુખને છુપાવી તેઓ એક ખુણામાં ઉભાં હતાં.

મહારાજા—કેમ શેઠાણી! તમે તમારા સ્વામીથી છુટાછેડા કરવા માગોછો તે વાત ખરી છે?

મોંઘીબાઇ—હા મહારાજ.

મહારાજા—આર્યબાળાના નામને એબ લગાડનાર અભાગી અબળા! ધીક્કાર છે તને! સુર્ય ચંદ્રની સાક્ષીએ લગ્નની પવિત્ર સંકળનાથી બંધાએલ પતીને ભીખારી જેવો કરી પરહરતાં તને જરા પણ શરમ નથી આવતી?

મોંઘીબાઇ—ત્યારે, પરણ્યા પછી પુરૂષાર્થ કરી સ્ત્રીનું પુર્ણ રીતે પાલન કરી તેની સર્વ ઇચ્છાઓ સંતોષવી એ પુરૂષની ફરજ વિસરી જતાં મારા સ્વામીને લાજ નથી આવતી?

મહારાજા—શેઠનું કહેવું એમ છે કે તારા પ્રતાપે જ ગૃહમાં ગરીબીએ પ્રવેશ કર્યો છે.

મોંઘીબાઇ—પણ હવે એ ગરીબીને તેમણે દુર કરવી જોઇએ. દ્રવ્ય પ્રાપ્ત કરી મને સંતોષવાની મનમાં ચીંતા ધરવી જોઇએ.

મહારાજા—પુરૂષાર્થ કર્યા છતાં તવંગર સ્થિતિ મળવી ના ન મળવી એ ભાગ્યાધિન વાત છે. માટે શું પૈસાદાર સ્થિતિમાંજ સ્ત્રીએ સ્વામી સાથે રહેવું? દ્રવ્યહિન દશામાં સ્વામીને તજી તવંગર સાથે સ્નેહ સાંધીને રહેવું?

મોંઘીબાઇ—ત્યારે શું દરિદ્રતામાં રહી ભુખમરાનું દુઃખ સહેવું?

મહારાજ ! સંસાર સ્વાર્થથીજ ભરેલો છે, સ્ત્રી, પુત્ર, ભાઇ, ભગીની, માતા પીતા વિગેરે સર્વ જરનાંજ સગાં છે. અર્થ વિના અંતરનું વ્હાલ કોઇ બતાવતું નથી. મધપુડો મધથી ભરેલો હોય ત્યાં સુધીજ માખીયો દેખાય છે. પૈસાદારને ત્યાંજ માણસની મેદની ભરાય છે. એ આપ કયાં નથી જાણતા ?

મહારાજા—દુષ્ટ દારા ! તારા નીર્લજ જવાબ સાંભળી મને રોમ રોમ જવાળા ઉઠે છે. તારા જેવી વેશ્યાઓનેજ સંસાર સ્વાર્થમય લાગે છે. તેં સતી સ્ત્રીની ફરજોનું સ્વપ્નમાં પણ અવલોકન કર્યું છે ? નીર્મળ પ્રેમનું સુખદાયક ચિત્ર કોઇ દિવસ ચિતમાં ચીતર્યું છે ? તારા જેવી નષ્ટ નારીઓ ભારત વર્ષના સદાચાર રૂપી કીર્તિ સ્તંભમાં સળો લગાડનાર ઝેરી જંતુ સમાન છે. પ્રધાનજી ! હું આ અધમ અબળાને સાત વર્ષ સખ્ત મજુરી સાથે કેદખાનાની સજા ફરમાવું છું માટે તે પ્રમાણે બંદોબસ્ત થવા જેલરને જણાવજો.

મહારાજાના મુખમાંથી નીકળતાં વચન સાંભળી મોંઘીબાઇ વૃક્ષના પાંદડાની માફક ધ્રુજવા લાગી. આવા પ્રકારનો ચુકાદો મળશે એવી તેને સ્વપ્ને પણ કલ્પના ન હોતી ! " હાય ! વૈભવ ભોગવવાતો બાજુએ રહ્યા પણ ઉલટું કેદખાનામાં સડીને મરી જવું પડશે " એમ સમજી પોતાની ભુલ માટે માફી માગવાના વિચાર પર આવી અને બોલી—

ક્ષમા કરો રાજન્ ! મારો અપરાધ્ હવે મને યથાર્થ સ્વરૂપમાં સમજાય છે. અઘટીત રીતે સ્વામીને સંતાપવા માટે પુર્ણ પશ્ચાતાપ થાય છે. ખરૂં જોતાં મને સખ્તમાં સખ્ત સજા થવી જોઇએ, પણ એક અજ્ઞાન અબળા જાત જાણી અનુકંપા દર્શાવશો. મારા પતીને

પણ હું મારા પ્રથમના સર્વ ગુન્હા માફ કરવા નમ્ર અરજ કરૂં છું. આશા છે કે તેમના તરફથી પણ દયાનું દર્શન થશે.

મોજશોખના ઉચ્છૃંખલ માર્ગપર ચઢેલી મુર્ખ માનુનીને સંતોષ અને નીતિના પંથપર પ્રયાણ કરવાની એક તક મળશે. વિશેષ શું કહું?

મોઘલાં ગોધીબાઇના અંતરમાં આમ એકાએક ફેરફાર થએલો જોઈ મહારાજા કેસરીસિંહ આશ્ચર્ય પામ્યા અધીકારી વર્ગને પણ અપુર્વ હાસ્ય થયું. કોઇએ કહ્યું—"એ તો શિક્ષાનો ચમત્કાર" બીજાએ કહ્યું "બાઇ! એ વાત પણ ખરી અને સાથે પ્રેમચંદ શેઠની પ્રારબ્ધ રેખા પણ ફરી!"

મોંઘીબાઇને તુર્ત ક્ષમા મળી. પ્રેમચંદ શેઠે પોતાનો સંસાર સુધારવા માટે મહારાજાનો અંતઃકરણ પુર્વક આભાર માન્યો. પછી ધણી ધણીયાણી એક બીજાની ટોળ કરતાં, અંતરમાં ઉમંગ ધરતાં ઘર ભણી વળ્યાં.

પ્રેમચંદભાઇના ગયા પછી પાંચેક મીનીટ થઇ હશે એટલામાં દરવાને આવી મહારાજાને નમન કરી કહ્યું કે—નામદાર! બે વણિક અરજદાર અંદર પ્રવેશ કરવા ઇન્તેજાર છે.

મહારાજા—આવવા દે!

પરવાનગી મળી કે તુર્તજ મોતીલાલ શેઠ અને કંચનલાલ દેશાઇ બન્ને દાખલ થયા.

મહારાજા—તમારે જે બાબતની અરજ હોય તે કહી સંભળાવો.

મોતીલાલ શેઠ મોં કટાણું કરી બોલ્યા! માલીક! શું કહું! પૃથ્વી પર અધર્મ બહુજ વધી ગયો છે. મને લાગે છે કે હવે હડહડતા કળીયુગનો પ્રવેશ થયો છે. આ કંચનલાલ દેશાઇ વણીક જેવી

ઉંચી કોમમાં અવતાર મળ્યા છતાં લક્ષ્મીના લોભે અસત્ય બોલતાં આંચકો ખાતા નથી. તેમની પુત્રી સુલોચનાનું વેવીશાળ ત્રણ હજાર રૂપીયા માટે મારા પુત્ર જોડે નક્કી કર્યું હતું, અને અર્ધા નાણાં તો હું પ્રથમથીજ આપી ચુકયો છું.

ચોપડામાં સામ સામી સહીયો સાથે દસ્તાવેજ પણ થઇ ગયા છતાં કન્યાને બીજે ઠેકાણે પરણાવી દીધી અને દુનિયામાં મારી આબરૂ એ બદામની કીધી માટે આપ ન્યાયતમૂર્તિ નરેશ તરફથી મને બરાબર ન્યાય મળવો જોઇએ. કંચનલાલ એક ખૂણામાં ઉભા રહી માથું ખણુતા હતા. તેમના હૃદયમાં અનેક પ્રકારના ભય ઉત્પન્ન થયા હતા. અત્યારે તેમનું મન તેમના કાબુમાં રહ્યું નહોતું.

મહારાજા—કેમ કંચનલાલ! મોતીલાલ શેઠ કહે છે તે વાત ખરી છે?

કંચનલાલ કાંપતા કાંપતા બોલ્યા! મહારાજ! વણીક થઇ વાંકું કેમ બોલાય? ગમે તો આકાશ અવની એક થાય પણ અસત્ય કેમ ઉચરાય? શેઠે કહી તે વાત ખરી છે. હું ધારૂં છું કે મારા ભાગ્યપર આસ્માનમાંથી અણધારી આફત ઉતરી છે કે જેણે મારી ભવિષ્યની સુખી જીંદગી ધુળધાણી કરી છે. મેં મારી દીકરીનો વીવાહ પ્રથમ એમના પુત્ર જોડે કરેલો પણ પાછળથી મને ખબર ન પડે તેવી રીતે પુત્રીને તેના મામા શાંતીલાલે વસંતલાલ નામના કોઇ કંગાલ માણુસ જોડે પરણાવી દીધી. શાંતીલાલને પુછતાં તે અજાણ્યો થઇ કાને હાથ દે છે. અને સાક્ષાત્ સાધુ જેવો ડોળ કરી કહે છે કે "મારે પરાઇ વાતમાં ડહાપણ કરી શા માટે પીડા વહોરવી જોઇએ? થોડાકજ મારે ભાણીના ઘેરથી બે પૈસા ખાવા હતા?"

આ ઉપરથી આપ વિચાર કરશો તો જણાશે કે આમાં મારો દોષ મુદ્દલ નથી.

મહારાજા—પુત્રીનો વિક્રય કરી વૈભવશાળી થવાની વાંચ્છના રાખનાર પાપી ? એક કસાઇથી પણ વધારે ક્રૂર કૃત્ય કરી નિર્દોષ હોવાનો દાવો કરે છે ? જે હકીકત હોય તે સાચેસાચી જણાવી દે નહિ તો ભુંડા હાલ થશે, અને છોકરાં રઝળશે ?

કંચનલાલ પાઘડી ઉતારી ગળગળા થઇ બોલ્યા ! રાજાજી ! હું સત્યજ કહું છું કે–કન્યાને વસંતલાલ જોડે વરાવવામાં મારો હાથ નથી. આ વાતમાં વખતે છોકરીની મા સામેલ હોય એમ મને લાગે છે. કારણ કે વિવાહ કર્યો ત્યારથી હંમેશાં તે મારી જોડે ટકટક કરતી હતી. વીવાહ કોઇ બીજે ઠેકાણે કરવાનાં વેણ ઉચરતી હતી.

મહારાજા—ત્યારે છોકરીના મામાએ પરણાવી દીધી એમ શા માટે કહે છે ?

કંચનલાલ—ઘણા લોકોના મુખથી ઉડતી વાતો સાંભળી એમ જણાયું.

મહારાજા—પ્રધાનજી ! દેશાઇને ઘેર ગાડી મોકલી તેમનાં પત્નીને અહીં બોલાવો એટલે સાચી હકીકત તુર્ત સમજાશે.

મંત્રીની ગોઠવણથી પા કલાકમાં મોહીની ન્યાય મંદીરમાં આવી પહોંચી. મર્યાદા જાળવી મુખપર બુરખો નાખી યોગ્ય સ્થળે ઉભી રહી.

મહારાજા—તમારી પુત્રીને વસંતલાલ જોડે પરણાવવામાં તમારો હાથ હતો કે નહિ ? જે હોય તે સાચેસાચું કહેજો. અસત્ય બોલી આર્ય બાળાની કીર્તિને કલંકીત ન કરશો.

મોહીની નમ્ર અવાજે બોલી—નીતિ-ધર્મના રક્ષક અને પરાયા દુઃખના પરિક્ષક-ઇંદ્ર સમાન રાજેન્દ્ર સમક્ષ હું સત્ય વાત જણાવું છું કે-મેં પૂર્ણ વિચાર કરી મારી પુત્રીનું વસંતલાલ જોડે ગાંધર્વ લગ્ન કર્યું છે-કારણ કે-

થઇ લોભ વશ મુજ નાથ ! બાળા અધમને દેતા હતા.
કલ્દારના અનુચર નિસાસા, રંકના લેતા હતા.
આ વાતથી થઇ જ્ઞાત પુત્રી, નીર નયન ભરતી હતી.
"સંસાર ખારો દવ થશે!" હા! પામતાં જારી પતી.

મોહીનીના મુખમાંથી નીકળતાં વચન સાંભળી સભાજનો છક થઇ ગયા. અબળાએ આગળ બોલવા માંડયું—

આવી દયા ઉરમાં મને હથીઆર હિંમતનું લીધું
પરવા મુકી દઇ પ્રાણની દુઃખ કાપવાનું પણ કીધું
સંમત થતાં મા દિકરી વિદ્વાન વર નજરે ચડયો
ઉપકાર માન્યો ઇશનો અવસર અનુપમ સાંપડયો.
કરી શુભ લગ્ન યથા વિધી આશીશ અંતરથી દીધી
ચીંતા તણો સાગર તર્યાં જગનાયકે કરૂણા કીધી
કરજો ક્ષમા પૃથ્વીપતી મતિમંદ અબળા જાતને
કરવા કુધારા દૂર વિનવું હસ્ત જોડી આપને-!!!

પ્રિય વાંચકો ! ઉપર પ્રમાણે વર્ણન સાંભળી મહારાજા કેસરીસીંહના મુખમાંથી એકદમ હર્ષોદ્ગાર નીકળી પડયા. "ધન્ય છે! આર્યદેવી તે આનુંજ નામ!" મોહીની ! તમે એક શુરવીર સતીને છાજતા ગુણથી અલંકૃત છો. અંતરમાં વાત્સલ્ય પ્રેમ અને અપ્રતીમ

દયા ઉભરાય છે. તમારા જેવાં દૈવી મનુષ્યો આગળ લાલચ, લોભ આદિ દુર્ગુણોનો પરાજય થાય છે અને પરિણામે સુખદ વાયુ સર્વત્ર ફેલાય છે. ઉત્કૃષ્ટ આચરણથી જન સમાજમાં સુધારાનો દાખલો બેસાડનાર તમારા જેવી શાણી સન્નારીઓ ભારતવર્ષમાં ઘેર ઘેર હજો એવી મારી ઇશ્વર પ્રત્યે નમ્ર અરજ છે.

મોહીની—ભુપેન્દ્ર ! એક અલ્પજ્ઞ અબળાની આપ આટલી બધી કદર કરો છો, એ આપના અંતઃકરણની ઉદારતાજ છે. કારણ કે વાસ્તવિક રીતે મેં મારી ફરજ ઉપરાંત કશું કર્યું નથી. સ્વાર્થનો સર્વથા ત્યાગ કરી બાળકોના સુખ તરફ દ્રષ્ટિ રાખવી એ સુજ્ઞ માબાપની ફરજ છે.

મોતીલાલ—નામદાર ! આપે તો વેવાણ ઉપર ધન્યવાદનો વરસાદ વરસાવ્યો. તેમના કૃત્યથી પ્રસન્ન થઇ પ્રશંસા કરી. ત્યારે હવે મારી આબરનું અને કુંવારા પુત્રનું શું થશે ?

મહારાજા—તમારો પુત્ર કુપાત્ર હોવાથી કન્યાવિના રખડશે. લોભી દીલના દેશાઇને લાલચમાં લપટાવી ખોટી કીર્તિની ખાતર એક ગાય જેવી ગરીબ બાળકીનો ભવ બગાડી પુત્ર પરણાવવાની આશા અફળ જશે.

મોતીલાલ—અન્નદાતા ! જુલમ થાય છે. દુનીયાની દ્રષ્ટિએ મારા નાકપર કાતર મુક્યા જેવું દેખાય છે. માટે કંઇક કૃપા કરો.

મહારાજા—મને આશ્ચર્ય થાય છે કે-મહેરબાનીની માગણી કરતાં તમને શરમ પણ નથી આવતી. પ્રધાનજી ! આ શેઠે એક નિર્દોષ કન્યાની જીંદગી બગાડવા પ્રયત્ન કરી કન્યાવિક્રયના અધમ ચાલને ઉત્તેજન આપ્યું માટે હું તેમને ૫૦ રૂપીઆ દંડની સજા ફરમાવું છું.

દયાવિનાના દેશાઇ! તમે એક સતી સ્ત્રીના પતી હોવાથી વધારે કંઇ કહી શકતો નથી. કારણ કે મોહીનીના ઉત્તમ ગુણ મારી ન્યાય શીલતાપર વશીલો ચલાવી તમને સજામાંથી મુક્ત કરે છે. હું તમને ફક્ત એટલુંજ ફરમાન કરૂંછું કે મોતીલાલના પ્રથમથી લીધેલા રૂપીયા પાછા આપી દેજો અને હવે દુરાચારથી દ્રવ્ય મેળ-વવાની દાનત પરહરી સંતોષ જેવા સ્વર્ગીય સદ્‌ગુણને ધારણ કરી ભગવાનનું ભજન કરજો. આ વંદનીય વનીતાને કોઇ રીતે કનડયા વીના સન્માનથી વધાવી લેજો. પ્રધાનજી! આ બાઈની બાહોશીથી ખુશી થઇ હું તેને મારી બહેન બરાબર ગણી હજાર રૂપીઆ ભેટ આપવાની ઇચ્છા કરૂં છું. માટે ખજાનચીપર ચીઠ્ઠી મોકલી તે પ્ર-માણે બંદોબસ્ત કરાવો અને કચેરી બરખાસ્ત કરો. મોતીલાલ શેઠ વીલે મોઢે ઘેર ગયા. મોહીનીના પ્રતાપે દેશાઇપર મહારાજાની દયા ઉતરી. હવે તેમને કંઇક અંશે સમજાયું કે દીકરી વેચી દ્રવ્ય મેળ-વવાની વાંચ્છના! દારીદ્રય ફીટાડતી નથી. સર્વેશ્વર નિર્દોષનો સહાયક હોવાનું આ પ્રત્યક્ષ પ્રમાણ જોઇ કન્યાવિક્રયની ક્રુરતાનું કાળજામાં ભાન થયું— તેમના હૃદયમાંથી લોભનું વાદળ વિખરાઇ ગયું. પછી થએલી ભુલ માટે મહારાજાની માફી માગી મોહીની સાથે માર્ગે પડયા.



## પ્રકરણ આઠમું,

---

### પવિત્ર પ્રેમની પ્રતીમા.

અવતાર તેનો સફળ છે જે ગુણુવતી વનિતા વર્યો
પાયે સદા સુખ અવનવાં સંકટ તણો સાગર તર્યો
રામા રસીલી હૃદય ડોલાવે મધુરાં વચનથી
સંસાર સ્વર્ગ સમો દીસે પ્રેમી પ્રીયાના પ્રેમથી. ૧
શાણી સતીના નાથને જંગલ વિષે મંગલ થશે
વૈભવ જતાં, જર હિન થતાં પણુ ભુતલ સુખમય ભાસસે
કીંમત ખરે વિરલા જનો જાણી શકે એ પ્યારની
પ્રમદા મળે પ્રેમાળના કરૂણા વિના કિરતારની. ૨
નાણાં ભલે અઢળક હશે પણુ પ્રિયતમા વિણુવ્યર્થ છે
સત્તા અને બગીં બાગ કંઇ સુખ આપવા ન સમર્થ છે
હીરા, મણી, માણુક જડયા ના દાગીના પ્રિય થાય છે
ઉંચી વિશાળ હવેલીઓ ખાવા ખરેખર ધાય છે. ૩
સતિ નારનાં પગલાં થકી સંકષ્ટ અળગું થાય છે
પરિબળ વડે શુભ કૃત્યના ! અપ કૃત્ય પ્રજળી જાય છે
આનંદ ત્યાં છે અચળ જ્યાં ભલી ભામિનીનો વાસ છે
દેવો વસે દુઃખ કાપવા ! વૈકુંઠ જેવો ભાસ છે. ૪

પ્રિય વાંચકો ! વસંત સુલોચનાના જાદુઇ જોડા તરફ જરા નજર કરીએ. તેમના નીર્મળ પ્રેમનું અવલોકન કરી એવાં દંપતી યુગલ આર્યાવર્તમાં સર્વત્ર ઉત્પન્ન કરવા અનંત શક્તિ સરજનહારને વ્હાલ પુર્વક વિનવીએ.

ભોજનનો સમય થઇ ગયો છે છતાં આજે વસંતલાલ ઘેર આવ્યા નથી. શરમાળ બાળા સુલોચના રસોઇ તૈયાર કરી સ્વામીની રાહ જોતી, સોંડીયું વાળી રસોડામાં બેસી રહી છે. પતીમાં રતી રાખનાર સતી, વ્હાલાના વિચારમાં તદાકાર બની છે. પ્રીતમ પ્રત્યેના પ્રેમ તરંગમાં ચઢેલી હોવાથી આજુબાજુ શું થાય છે તેનું ભાન ભુલી ગઇ છે. સમાધિસ્ત યોગીની માફક મોહનની માળા જપવામાં મુગ્ધ થઇ છે. એકાએક કમળ સમાન મુખમાંથી સંગીત રૂપે ઉદ્‌ગાર શ્રવવા લાગ્યા.

**ગઝલ.**

દિવાની હું થઇ પ્યારા! તમારા પ્રેમનાં બાણે;
નથી મન લાગતું સોને! રૂપૈયા રોકડે નાણે—
જીવન તમમય થયું મારૂં, નથી મિન નીરથી ન્યારૂં;
શરીરનું ભાન ખોયું છે! તમારા પ્રેમનાં બાણે,
રીઝું મુખ જોઇ રઢીયાળું, દયા ને દીનતા વાળું;
રસિક મુજ દીલ મોહ્યું છે! તમારા પ્રેમનાં બાણે.
હશે પુંજ્યા પ્રભુ પ્રીતે! યતી સેવ્યા રૂડી રીતે;
સફળ જીવતર જણાયું છે, તમારા પ્રેમનાં બાણે.
પ્રિતમ તુજ સ્નેહ અભિલાષી નિરખવાને બની પ્યાસી;
વદે "સુલોચના" દાસી, થજો સુખકાર અવિનાશી.

અહા! પ્રાણેશ! તમે ખરેખર મને મોહીની લગાડી છે. અંતરમાં સ્નેહની અજબ જ્યોત જગાડી છે. ખાતાં પીતાં, ઉઠતાં બેસતાં હરતાં ફરતાં—જ્યારે ત્યારે તમારીજ મોહક મુર્તી નજરે પડે છે. નિદ્રામાં પણ નાથ! તમારાજ ભણકાર થાય છે. હૃદય સમુદ્રમાં

વિચાર લહેરીયો પણ પિયુના નામનીજ ડોળાય છે. સામેથી એકાએક અવાજ આવ્યો. "રાણી! સેવકના હૃદયમાં પણ તારા સ્નેહની સૌંદર્યતા ઉભરાય છે."

ધ્યાન મસ્ત યુવતી એકદમ શબ્દ સાંભળી ઉભી થઇ અને હસતે મુખડે બોલી પ્રભુ ! પધાર્યા! આજ ક્યાં આટલીવાર લગાડી? ભોજન પણ શીતળ થઇ ગયું.

વસંત—પ્રાણ ! સંસારી થઇ હવે તો પોપટની પેઠે તમારા પ્રેમ પીંજરના કેદી થયા, એમ સમજાય છે.

સુલોચના—કેમ વ્હાલા ! પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે એવું એવું બોલો છો. સ્વતંત્ર વિચારના વાયુમાં શીદને ડોલો છો ?

વસંત—પ્રથમ સવારના નીકળ્યા સાંજે ઘેર આવીએ છતાં કોઇ પુછનાર નહોતું. આજ બજારમાં સહજ વધારે વાર થતાં કારણ ખોળવાની કડાકુટ થવાથી એમ બોલાઇ ગયું—

પ્રિયા ! ગઇ કાલે તમારા પિતાનો દરબારમાં કેસ ચાલ્યો તે સંબંધી હકીકત સાંભળવા બેઠેલો હોવાથી જરાક મોડું થયું.

સુલોચના આતુરતાથી બોલી—કહો કહો ! નાથ ! મિત્રના મુખથી આપે શી હકીકત સાંભળી ?

વસંત—તમારી માતાના દયાયુક્ત કૃત્યની યોગ્ય કદર કરી મહારાજાએ તેમને સન્માન સાથે હજાર રૂપીયા ભેટ આપ્યા છે. સતીની શરમને લીધે તમારા પિતાને ક્ષમા મળી છે. મોતીલાલ શેઠને કન્યાવિક્રયના ઉત્તેજક તરીકે અપરાધી ગણી રૂ. ૫૦) દંડ કર્યો છે.

સુલોચના—મનમોહન ! આખરે સત્યનોજ જય થાય છે. કુદરતી બળ આગળ ક્રુર મનુષ્યોનાં કાવત્રાં અફળ જાય છે, અને

પરિણામે તેઓ પશ્ચાતાપના ભાગી થાય છે. એ સુત્ર આજે આંખ આગળ દેખાય છે.

વસંત—પ્રિયા ? કહે વારૂ ? પ્રેમ એ શી વસ્તુ હશે ?

સુલોચના—પ્રભુ ! તમે કયાં નથી જાણતા ? પ્રેમ એ પ્રાણી માત્રનું જીવન છે નીઃસાર સંસારમાં પણ સ્વર્ગનો અનુભવ કરાવનાર દૈવી સાધન છે. રાય, રંક, પશુ, પક્ષી, વિગેરે સૌ પવિત્ર પ્રેમ ને આધીન છે. આ દાસી પણ એજ પ્રેમને વશ થઇ તમારી પાછળ ભાન વગરની થઇ ભટકયા કરે છે. ખાનપાન આદિ સર્વ વસ્તુઓ વિસરી તમારા સ્નેહનોજ ચારો ચરે છે. આંખને આનંદી બનાવનાર બાગ બગીચાને મુકી મારૂં મન રાતદિવસ તમારા પ્રેમના વનમાંજ ફરે છે.

વસંત—વાહ વાહ ! શાણી ! એવાં એવાં મધુર વચન વદી પ્રેમ નદીમાં છેક ઉંડા ઉતારશો નહિ. નીકળવું મુસ્કેલ પડશે.

સુલોચના—પ્રિતમ ! આજકાલ ભરત ભુમીમાં ઘેર ઘેર કલેશ અને અનેક પ્રકારનાં કષ્ટ નજરે પડે છે, સુખી દંપતી ભાગ્યેજ જડે છે. તેને માટે આપણે યોગ્ય ઉપાય લેવા જોઇએ. વ્હાલા ! દેશી બંધુઓની લાગણીઓ અવનવાં દુઃખોવડે દુખાતી જોઇ મારૂં પણ દીલ દુખાય છે. તેમને સુખી થએલાં જોવાની અંતરમાં તીવ્ર ઇચ્છા થાય છે.

વસંત—મારા પ્રાણ ! ધન્ય છે તારી પરોપકાર શીલવૃત્તિને. આર્યાવર્તના કષ્ટનાં કારણોમાં બાળલગ્ન, કન્યાવિક્રય, કજોડાં, કુસંપ સ્વાર્થપરાયણતા વિગેરે મુખ્ય છે. અને એ સર્વનું મુળ અવિદ્યા છે. જગતમાં જન્મ ધારણ કરી મનુષ્યે શું શું કર્તવ્ય કરવાનાં છે, અને

ક્યાં ક્યાં કૃત્ય પરહરવાનાં છે! ઇત્યાદિ જ્ઞાનના અભાવે તથા સ્ત્રીની પતિ પ્રત્યે, પતીની સ્ત્રી પત્યે, માતા પિતાની બાળક પ્રત્યે, બાળકની માતા પિતા પ્રત્યે, એમ પરસ્પર શી શી ફરજો છે તેની પુરતી સમજ વિના સુખનું દર્શન થતું નથી. વળી ભારતના ઉદયનું મુખ્ય પગથીયું કન્યા કેળવણી છે. બાળાઓને બાળપણથીજ શાળામાં દાખલ કરી લેખન વાંચનનું જ્ઞાન આપી, તેમને ધાર્મિક કેળવણી ઉત્તમ પ્રકારે આપવી જોઇએ. ભવિષ્યમાં તેમને કેવાં કેવાં મહાન કર્તવ્ય કરવાનાં છે. તેની છાપ તેમનાં હૃદયપર છાપવી જોઇએ. એકંદરે તેમને આદર્શ ગૃહીણી તરીકે પોતાનું જીવન ગાળી શકે એવી બનાવવી જોઇએ.

સુલોચના—તમારૂં કહેવું યથાર્થ છે. અબળાની ઉન્નતિ વિના સાર્વજનિક ઉન્નતિ અશક્ય છે.

વસંત—પ્રિયા! ઘણા વખતથી મારા અંતરમાં એજ વિચારે વાસ કર્યો છે, અને તમારા આજના પ્રશ્ને તેને નવપલ્લવિત બનાવ્યો છે. મારા આર્ય ભ્રાતાઓની સામાજીક સ્થીતી સુધારવાના શુભ કાર્યમાં પ્રભુ મને સ્હાયક થાય એજ મારી વાંચ્છના છે.

સ્વામીના વચનથી સુલોચનાને સંતોષ થાય છે. આવા સ્નેહાળ સ્વામી સાથે ભાગ્ય ભેળવવા માટે વારંવાર સર્વેશનાં ગુણ-ગાન ગાય છે. વાંચકો! ખરેખાત! આવાં પ્રેમી દંપતીનું સુખ સ્વર્ગ કરતાં પણ અધીક ગણાય છે.



# પ્રકરણ નવમું.

## કેસરીસિંહનું સ્વર્ગગમન.

જન જાણજે આ જીંદગાની ચાર દિનની છે ખરે,
ડંકો થતાં યમ દેવનો રાવણ સરિખા પણ મરે;
મદ, લોભ, ને અભિમાન સૌ અળગું કરી ચાલ્યા જવું,
ફળ પામવા નિજ કૃત્યનાં હરિની હજુર હાજર થવું. ૧
નળરાય સમ પૃથ્વીપતી રતિ પુણ્યમાં જેની હતી,
દાતાર કર્ણ સમાન ! ખ્યાતી, જગ વિષે જામી અતી;
નર કીર્તીવંત અનેક એવા કાળને આધિન થયા,
ધનવંત કૈક કુબેર જેવા ધન મુકી ચાલ્યા ગયા. ૨
કૌરવતણી કૈં કુશળતા જો મોત આગળ નાટકી,
ધારણ કર્યો છે જન્મ તેનું મરણ થાવાનું નકી;
ખીલ્યાં હશે જે પાંદડાં તે એક દીન ખરશે ખરે,
"મરવું" અચળ એ નિયમ કુદરતનો કદાપી ના ફરે. ૩
શાને જનો થઈ રાંકડા ! અકડ અતીશય થાઓ છો ?
કયમ મોહને આધિન થઇ જગનાથ વિસરી જાઓ છો ?
ભગવત ભજન કરનારને ભય મરણનો નડતો નથી;
અવતાર તેને અવનીમાં લેવો પછી પડતો નથી. ૪

આજે રાજમહેલમાં સર્વત્ર શોકની છાયા પથરાયલી જણાયછે. પ્રત્યેક જણનાં મુખ કરમાએલાં પ્રતિત થાય છે. વૈદ્ય, ડાકટર અને હકીમોની દોડાદોડ દેખાય છે. કારણ કે મહારાજા કેસરીસિંહ કેટલાક દિવસથી ક્ષયના વ્યાધીએ પીડાય છે. આજે તેઓ મૃત્યુના કીનારાપર

ઉભેલા છે. કાબેલ વૈદ્યોના હાથે કીંમતીમાં કીંમતી દવાઓના ઉપચાર થાય છે. આવા દયાળુ-દેવ સમાન મહારાજાના જીવનની રક્ષા માટે પ્રજા અનેક પ્રકારે પ્રભુની પ્રાર્થના કરે છે. કોઇ કોઇ તો પોતાના આયુષ્યમાંથી વર્ષ બે વર્ષ ઓછાં કરી મહારાજાને અર્પવાના સંકલ્પ કરે છે. છતાં કેટલીક પળ પછી તેઓ એમજ સાંભળે છે કે—મહારાજાના પ્રાણને લઇ જવા માટે આજે રાજ્ય દરબારમાં અવીનાશીનું આમંત્રણ ફરે છે.

ખરેખાત! મહારાજાની છેલ્લી ઘડીયો ગણાય છે. સેવા શુશ્રુસા કરનારનાં નેત્ર અશ્રુ જળથી ઉભરાય છે. સર્વના મુખમાંથી એમજ નીકળે છે કે—ભવિષ્યમાં આવા પુણ્યશાળી નરેશ આપણને કદી પ્રાપ્ત થશે નહિ.

મહાલયના મુખ્ય ઓરડામાં મહારાજાનો પલંગ બીછાવેલો છે. આસપાસ કુંવર કુરસેન, મહારાણી મનોરમા, વૃદ્ધ મંત્રી ઇત્યાદિ ચીંતાતુર વદને બેઠેલાં છે. દીર્ઘ સમયથી બેભાન સ્થિતીમાં પડેલ મહારાજાએ એકાએક પાસું બદલ્યું. અત્યારે તેમનું મુખ અપુર્વ પ્રકાશથી ઝળકી રહ્યું હતું. તેઓ મહાપ્રયત્ને બળ પુર્વક બેઠા થયા, અને બોલવા લાગ્યા—મારા વૃદ્ધ અને વફાદાર મંત્રી! હું હવે આ દુનીયામાં માત્ર બે ઘડીનો જ મહેમાન છું. કુદરતના મહાન નીયમને આધીન થઇ મારે પ્રભુના દરબારમાં જવાનો સમય નજીક આવ્યો છે. પ્રિય પ્રધાનજી! પરમાત્માના અલૌકિક ધામમાં જતાં મને કોઇ પ્રકારે પરિતાપ થતો નથી. કારણ કે એક રાજ્યકર્તા તરીકે મેં મારાથી બનતી ફરજ બજાવી છે, અને પ્રભુના નામનો ડર રાખી નીતિ વિરૂદ્ધ વર્ત્યો નથી. તેથી સર્વ વ્યાપક સ્વામી મારા હૃદયમાં નીવાસ કરી મને અત્યારે અપૂર્વ શાન્તિનો અનુભવ કરાવી રહ્યા છે. મને ફક્ત ચિંતા

એકજ બાબતની છે, અને તે મારા અજ્ઞાન કુંવર કુરસેન સંબંધી છે.

મહારાજાના મુખમાંથી નીકળતાં વચન સાંભળી મનોરમાનું કોમળ હૃદય ચીરાવા લાગ્યું. પ્રધાનની આંખમાંથી પણ અશ્રુ પ્રવાહ વહી નીકળ્યો. તેઓ ધૈર્ય ધારણ કરી બોલ્યા ! અન્નદાતા ! એ શું બોલો છો ? હજુ પ્રભુના દીલમાંથી દયા દુર થઇ નથી. રાંકડી પ્રજાની નમ્ર અરજથી ઇશ્વરનું અંતઃકરણ જરૂર પીગળશે, અને આપને સત્વરે આરોગ્ય અર્પણ કરશે.

મહારાજા—તમે ભુલો છો પ્રધાનજી ! મારા મુખપરની જ્યોતી જોઇ તમે કદાચ ભુલ ખાશો, પરંતુ એ પ્રકાશ હવે છેલ્લો જ છે. જુઓ ! સૌગંધીત પુષ્પથી શૃંગારેલું વિમાન મને દેખાય છે. અને દેવતાઇ અનુચરો ઉત્તમ પોશાક પહેરી તેમાં બેસવાનું નમ્ર સુચન કરતા સમજાય છે.

મહારાણી મનોરમા છાતીફાટ રૂદન કરતાં બોલ્યાં ! દયાળુ દેવ ! દીન દાસીને સેવાથી વિમુખ કરી–રઝળતી મુકી આપ એકલા સ્વર્ગે સીધાવશો ? નાથ ! સુખ દુઃખના સહભાગી સ્વામી ! એવું વર્તન આપ જેવા પ્રેમી ભરથારને યોગ્ય નથી.

મહારાજા—રાણી ! શા માટે રૂદન કરો છો ? સમજુ થઇ મોહમાયાને વળગી મનમાં શીદને દુખ ધરો છો ? મરણ સર્વને માટે નીર્માણ થએલ છે, અને તેનો શોક કરવો વૃથા છે. દશરથ અને હરીશ્ચંદ્ર જેવા પૃથ્વીપતી પણ કાળને આધિન થએલા છે. માટે દીલગીરી દુર કરી પ્રભુના પવિત્ર નામનો ઉચ્ચાર કરો ! પ્રધાનજી ! તમે સર્વ રીતે શાણા છો. મારા અજ્ઞાન પુત્ર કુરસેનને તમારા અધીકારમાં સોંપું છું. તેને બનતા પ્રયત્ને સત્ય પંથપર રાખી અનીતિને માર્ગે

જતો અટકાવજો. મરણ સમયે મને ચિંતા માત્ર એના સંબંધી જ છે. પ્રભુ સૌને સદ્બુદ્ધિ આપો !

એટલું બોલતાં જ મહારાજાનાં નેત્ર મીંચાઇ ગયા. શરીરપર શીત ઢળી ગયું. મહારાજા કેસરીસિંહના જીવનનું નાટક પુરૂં થયું. તેમનો અમર આત્મા નશ્વર સંસાર છોડી સ્વર્ગનાં સુખ ભોગવવા વિશ્વપતીના દરબારમાં ચાલ્યો ગયો. રાજ્ય દરબારમાં સર્વત્ર રોકકલ થઇ રહી. મનોરમાનું કલ્પાંત પાષાણભેદી હતું. તેઓ આત્મગત બોલવા લાગ્યાં. "હાય ! ઓ પાપી પ્રાણ ! હવે તું શા માટે આ પીંજરમાં પુરાઇ રહ્યોછે ? જે સ્નેહાલ સ્વામી સાથે અનેક પ્રકારનાં સુખ ભોગવ્યાં, જેની કૃપાના પ્રતાપે આ સંસાર સ્વર્ગ સમાન સમજાયો, તેનો વિયોગ થતાં હવે નીર્લજ થઇ જીવન ધારણ કરી રાખવું એ શું યોગ્ય છે ? જેણે કોઈ દિવસ કટુ વચન કહ્યું નથી, મને સુખી રાખવા જે પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થતા. મને દુખી દેખી જે પોતાનો પ્રાણ પાથરતા, તેમનો વિયોગ પળવાર પણ સહેવાય ? ઓ જીવ ! સ્વર્ગમાં વીરાજેલા ધર્મ મૂર્તિ મહારાજાનો સત્કાર કરવા તું જલ્દી તેમનું અનુગમન કર !

એટલું બોલતામાં જ મહારાણીમાં કંઇ વિલક્ષણ તેજનો સંચાર થયો. તેમનું સ્વરૂપ દેવી સમાન દીપવા લાગ્યું. શૌર્યના પ્રભાવે શરીર કંપવા માંડયું. અને પ્રીતમને પોકારી વારંવાર કહેવા લાગ્યાં ? પ્રાણ ! આવું છું ! હવે વિલંબ નથી. સત્વરે આવું છું. તુર્તજ તેમણે પ્રધાનજીને પ્રભાવ યુક્ત વદને કહ્યું–ચંદન કાષ્ટની ચીતા તૈયાર કરાવો. જરા પણ વિલંબ ન કરો. હૃદયેશ આતુરતાથી મારી રાહ જોઇ રહ્યા છે. ઢીલ થશે તો મને ઠપકો મળશે. આ દેખાવ જોઇ સર્વ જણ વિસ્મય થઈ ગયાં. મહારાણીના સતીત્વની મુક્તકંઠે પ્રસંશા કરવા

લાવ્યાં. પ્રધાનજીએ આજ્ઞા મુજબ ચિતા તૈયાર કરાવી અને સતી માતા સ્વામીના શબને ખોળામાં સુવાડી તેમાં બેઠાં. ત્યાર બાદ આવશ્યક વીધી આટપી સર્વને આશીશ દઇ સતી માતા શાંત ચીત્તે બોલવા લાગ્યાં.—

હે અનંત શક્તિ વિભુ! તમે સર્વ વ્યાપી છો! હે ભાનુદેવ! તમે સંસારમાં થતાં નાનાં મોટાં પ્રત્યેક કર્મના સાક્ષીરૂપ છો. જો મેં એક ચીત્તે મારા સ્વામીને જ પુજ્યા હોય; તન, મન અને ધનથી તેમની સેવામાંજ રતી રાખી હોય અને આજ પર્યંત મારી મતી સતીધર્મના પંથપર જ કાયમ રહી હોય તો મારા સત્યની સાક્ષી તરીકે વગર અગ્નીએ આ કાષ્ટની ચીતા સળગજો.

તતક્ષણ સત્યના સહાયક અગ્નિદેવે કાષ્ટમાં ગુપ્ત રીતે પ્રવેશ કર્યો. ચીતા ભડભડ બળવા માંડી અને તેની જ્વાળા ગગનમાં ઉડવા લાગી. સતીનાં દર્શન કરવા લોકની મોટી મેદની મળી હતી. સૌ દેવીના નામની જય બોલાવવા લાગ્યું. ગગન ભેદી વાજીંત્ર પૂર્ણ જોશથી વાગવા લાગ્યાં. અહા! બે પુણ્યશાળી આત્મા આ સ્વાર્થી સંસારનો સદાને માટે ત્યાગ કરી પરમાત્માને શરણે ગયા. ચળીત સુખને અળગું કરી અક્ષય સુખના ભાગી થયા.

પ્રિય વાંચકો! ઘડી પહેલાં એક મોટા રાજ્યની માલીકી ધરાવનારા મહારાજાનું એક પળની અંદર રાખના સ્વરૂપમાં પરિવર્તન થઇ ગયું. પરંતુ તેઓ પુણ્યવાન અને દયાળુ દિલના હોવાથી પ્રજા વર્ગના હૃદયમાં તેમના શુભ કૃત્યની છાપ સદાને માટે કાયમ રહી. એજ-તેમનું અમરત્વ અને જીવનનું સાર્થક. મરણ પછી જનમંડળમાં જે મનુષ્યનાં યશોગાન ગવાય છે, તેનું સ્વર્ગમાં પણ સન્માન થાય છે.—

છે ધન્ય તેના જીવનને જે પરદુખે પીડાય છે;
અંતઃકરણમાં પ્રેમને કરૂણા અતી દેખાય છે.
યાચક પ્રતિ કર જેમના ઉત્સાહથી લંબાય છે,
રવિ–ચંદ્ર સમ પદ અચળ હા ! સૃષ્ટિ મહીં અંકાય છે. ૧

સતિ રક્ષવા જે પ્રાણની પરવા જરી કરતો નથી,
ક્રુર કર્મના કરનાર દૈત્યોથી જરી ડરતો નથી;
નિતિ ધર્મ કેરી માળ જે જપતો સદાય જણાય છે,
રવિ–ચંદ્ર સમપદ અચળહા ! સૃષ્ટિ મહીં અંકાય છે. ૨

નિજ દેશને ઉદ્ધારવા જે તોડતો તનને સદા,
નિજ બંધુઓને તારવા વ્હાલી કરી સૌ આપદા:
પરમાર્થમાં તજી સ્વાર્થ જે તૈયાર ઝટપટ થાય છે,
રવિ–ચંદ્રસમ પદ અચળ હા ! સૃષ્ટિ મહીં અંકાય છે. ૩

જેના મરણથી લોકનાં લોચન જળે ઉભરાય છે,
ગુણગાન જેનાં પુસ્તકે લખવા કવી ગુંથાય છે;
જેના જવાથી દેશમાં બહુ ખોટ અવલોકાય છે,
રવિ–ચંદ્ર સમપદ અચળહા ! સૃષ્ટિ મહીં અંકાય છે. ૪

ભયંકર સ્વરૂપમાં સળગેલી ચીતા કેટલીકવારે શાન્ત થઇ, અને સ્મશાન ભૂમિમાં આવેલા લોક શોકોદ્‌ગાર કાઢતા; મહારાજાનાં શુભ કૃત્યની અને સતીના સતિત્વની સ્તુતિ કરતા, અને તેમના આત્માને અવીચળ શાન્તિ અર્પવા પ્રભુ સ્તવન કરતા કરતા સૌ સૌને સ્થાને ગયા.

# પ્રકરણ દશમું.

## વસન્તનું પરદેશ પ્રયાણ.

જે પેટ પાપી પોષવા ક્રુર કર્મમાં પાણી ધરે,
આશ્રય ગ્રહી અન્યાયનો ના લેશ ઇશ્વરથી ડરે;
નિજ દેશને માટે દયા જેના હૃદયથી દૂર છે,
ધિક્કાર છે તે જીવનને જે સ્વાર્થમાં ચકચૂર છે. ૧
જો કાગડા ને શ્વાન પણ નિજ પેટનું પુરૂં કરે,
અવતારનું ફળ શું? ન જો પરમાર્થમાં પગલું ભરે;
નીજ દેશને કરવા સુખી પરદેશ હા! વેઠયો નહિં,
ધીટકાર છે એ પામરે હા! જીંદગી ખાલી વહી. ૨
ઝાકળતણા મોતી સમું જો જીવન એ લેખાય છે,
પત્થર રૂડો એથી અતી કે વસ્ત્ર પણ ધોવાય છે;
જયમ વૃક્ષ પરથી પાંદડાં વાયુવડે પડતાં ખરી,
તેવી રીતે એ જીવનની અંકાય ના કીંમત જરી. ૩
સુખચેનમાં રહેવા થકી ના શ્રેષ્ટ પદ પામાય છે,
ધનમાલ ઝાઝો મેળવ્યે ના જીવન સાર્થક થાય છે;
એમ. એ, અને બી. એ, થયે ના કીર્તિવંત થવાય છે,
પરમાર્થના સેવન થકી જય જય જગે બોલાય છે. ૪

આજકાલ વસંતલાલના મનોરાજ્યમાં સ્વદેશહિતના વિચારની સત્તા ચાલે છે. આર્યાવર્તનો અભ્યુદય કેવી રીતે થાય? જનસમાજને હાનિકારક કુધારા કેમ દુર જાય? ઇત્યાદિ પ્રશ્નો તેના મગજમાં રમી રહ્યા છે. ખરેખાત! નવીન કળાકૌશલ્ય અને વ્યાપાર

ઉદ્યોગની ખીલવણી વિના દેશને સમૃદ્ધિવાન સ્થિતિમાં જોવાના વિચાર વ્યર્થ છે. માનસિક કેળવણી વિના દેશની નૈતિક સ્થિતી સુધરવી અશકય છે. માટે દેશી બંધુઓનાં દુઃખ કાપવા એવી બાબતોનો અનુભવ મેળવવા પ્રયત્નશીલ થવું જોઇએ અને તેમ કરતાં જે કષ્ટ પડે તે શાન્તિથી સહન કરવું જોઇએ.

પ્રિય પાઠકો ! આવા આવા વિચારને અંતે આજે વસંતલાલે જાપાન જવાનો દ્રઢ સંકલ્પ કર્યો છે, દેશાટન કરી દેશને ઉન્નતી પર લાવવાનો ઇરાદો ઉરમાં ધર્યો છે.

ભોજનનો સમય થયો. સુલોચનાએ પ્રીતમને પ્રેમપુર્વક રસોઇ પીરસી પણ વસંતનું ચીત આજ વિચારવાયુમાં લહેરો ખાતું હતું. ચાલાક ચતુરા વ્હાલાના હૃદયની વિવ્હળતા કળી ગઇ. તેણે જાણ્યું કે આજે સ્વામીનું મન ભોજનમાં નથી. તેથી મૃદુસ્વરે પુછ્યું !

રસીક ! કઇ ચીંતામાં ચીત પરોવાયુંછે ? પીરસેલી થાળી હજુ એમને એમ પડી રહી છે. તમારો વિનોદી સ્વભાવ આજે કયાં વિસરી આવ્યા ? શું કિંકરીની કંઇ કસુર થઇ છે ? તેમ હોય તો અજ્ઞાન અબળા ક્ષમાને પાત્ર છે. વ્હાલા ! આશ્રિત પર રોષ રાખવો ઘટતો નથી.

વસંત વિચારમાળા વેગળી મુકી બોલ્યો—શાણી ! શીદને વ્હેમ ખાય છે ? તારા જેવી પ્રેમાળ અને આજ્ઞાનુવર્તીની નારીપર કોઇ દિવસ ક્રોધ થાય ? એવો કોણ અભાગી હશે કે-પારસમણી સમાન રમણીને કલેશરૂપી પત્થર સાથે પટકી જીવતર અકારૂં કરશે ? વગર કારણે કયો મુર્ખ કામીનીને કનડી ઇશ્વરનો અપરાધી ઠરશે ?

સુલોચના—એ તો બધુંય ઉપર ઉપરથી કહેવાનું ! ભોળા દિલની ભામીનીને ભોળવવા વાક્ચાતુર્યતા વાપરો છો ! પરંતુ તમારી આં-

તરવૃત્તિ કુદરતી પ્રકાશ પાડી ભિન્નતા પ્રકટ કરે છે. છળ કપટનું અંજન આંજેલું હોવાથી, નયન સ્થિરતાનો ત્યાગ કરી જ્યાં ત્યાં ફરેછે. મને તમારાં પ્રેમ પુરિત વચનોપર વિશ્વાસ આવતો નથી.

વસંત—કોમળાંગી! ખરૂં કારણ જાણ્યા વિના શીદને શોકાતુર થાઓછો ખોટા ખોટા તર્ક બાંધી શામાટે રીસાઇ જાઓ છો?

સુલોચના—મને ના બોલશો. કારણ જાણવાની જરૂર નથી. પુરૂષના પ્રપંચયુક્ત હૃદયનો વિશ્વાસ શો?

વસંત—આખી પુરૂષ જાતપર ખોટા આરોપ મુકતા પહેલાં, સાબીત કરવાનું સામર્થ્ય છે કે નહિ તેનો વિચાર કરજો. વારૂ વ્હાલી! દેશમાં ઉદ્યોગ ખીલવવા નીમીત્તે આવતી કાલે મારે જાપાન જવાનું છે. સ્વદેશી બંધુઓનું દુઃખ જોઇ તમારી લાગણી દુઃખાય છે, માટે હું ધારૂં છું કે તમે મારા વિચારમાં સંમત થશોજ.

સુલોચના વાગ્બાણ મારવાં મુકી દઇ એકદમ પાસે આવી અને દયામણે મુખે બ્હીતી બ્હીતી બોલી—સ્વામી! જાપાન શા માટે જવું છે? હું તો સહજ હસતી હતી. મને મનાવવાનો માર્ગ ઠીક શોધી કાઢયો.

વસંત—હું મશ્કરી નથી કરતો પણ ખરી વાત કહુંછું કે—મારે દેશી બંધુઓના સુખનો માર્ગ સરળ કરવા જાપાન જવું છે. ફક્ત તમારી અનુમતી મળે એટલો જ વિલંબ છે. કેટલાક દિવસના વિચારને અંતે મારી દેશાટન કરવાની ઇચ્છા દ્રઢ થઇ છે. તમને મારા મનની અસ્થિરતા જણાઇ તેનું કારણ પણ એજ છે.

સુલોચના—પણ પ્રાણ! વેપાર ઉદ્યોગની ખીલવણી અહીં રહીને જ કરો તો કેમ?

વસંત—તેથી માત્ર સ્વકલ્યાણ થવાનો જ સંભવ છે. હું એવા પ્રકારનો ઉદ્યોગ ખીલવવાની અપેક્ષા રાખું છું કે જેને લીધે અનેક

કંગાલ જનોને આજીવિકા મળે. પ્રત્યેક વપરાશની વસ્તુ સ્વદેશમાં જ બને, અને તેનો જ ઉપયોગ કરવા તરફ સર્વનું મન વળે. આ ઇચ્છા પાર પાડવા જાપાન જઇ ત્યાંનાં કારખાનાં નજરે જોઇ હુનર કળા હાથ કરવાની જરૂર છે. તે વિના આપણો અભ્યુદય દુર છે. વિચાર કરતાં તુર્ત જણાશે કે-હાલનો જમાનો કળા કૌશલ્યની વૃદ્ધિ કરવાનો છે. જાપાન જેવડો નાનો દેશ ઉદ્યોગ અને હુન્નરના બળે સ્વલ્પ સમયમાં ઉન્નતિના શીખરપર પહોંચ્યો છે. ઘરના ખુણામાં ભરાઇ-રહી હિંદની પ્રજા નિર્માલ્ય અને કંગાળ સ્થીતીમાં આવતી જાય છે. આપણા દેશથી નીકાસ થતી અનેક વસ્તુઓને કેળવી, તેને ઉપયોગી અને મનોહર બનાવી પરદેશી પ્રજા અહીંથી અઢળક નાણું લઇ જવા ભાગ્યશાળી થાય છે.

સુલોચના—ખરી વાત છે. જ્યાં સુધી હિંદ પરદેશી વસ્તુપર આધાર રાખશે ત્યાં સુધી આર્થિક સ્થિતિ સુધરવી અશક્ય છે. દેશીઓને જાગૃત કરવાની તમારી ઇચ્છાને અનુકુળ થઇ, તેમાં વિજય મળવા હું પ્રભુને નમ્ર અરજ કરૂંછું. પણ વ્હાલા ! મારા દિવસ કેમ જશે ! આપ જાણો છો કે, એક દિવસનો વિયોગ પણ મને વ્યાકુળ બનાવી મુકે છે ?

વસંત—આપણી પુસ્તકશાળામાંથી વાંચનદ્વારા જ્ઞાનામૃત ગ્રહણ કરજો. એટલે વખતનો સારી રીતે વ્યય થશે અને આનંદ પણ મળશે.

સુલોચના—તમારા દર્શન વિના સ્વર્ગનો આનંદ પણ મારા મનને સંતોષવા સમર્થ થાય તેમ નથી.

વસંત—તારૂણી ! ધન્ય છે તારી પતી ભક્તિને ! પરમાર્થ વૃત્તિને હૃદયમાં સ્થાન આપી, જુદાઇના દુઃખને સહન કરવા શક્તિવાન થાઓ, અને મને હસ્તે વદને રજા આપો.

સુલોચનાની આંખમાંથી અશ્રુ બીંદુ ખરી પડયાં. કોમળ હૃદયની કામીની સ્વામીથી કદી વીખુટી પડી નહોતી તેથી વિયોગની વાતથી તેને લાગણી થાય એમાં આશ્ચર્ય નથી. છતાં પણ સ્વદેશની અંતરમાં દાઝ જાણનાર રમણીએ પોતાના સુખને વેગળું મુકી, અનુમતી આપી.

બીજે દિવસ વસંતલાલે મુસાફરીનો સરસામાન તૈયાર કર્યો અને પ્રભુનું નામ લઇ સ્ટેશનપર જવા નીકળ્યો. વળાવવા આવવામાં માત્ર સુલોચના અને નવનીત તથા ચંદ્રશંકર કરીને બે મિત્રોજ હતા. સગું વ્હાલું તો માત્ર નામનુંજ હતું. કંગાલ સ્થિતીના માણસનું કોણ સગું હોય?

લગભગ આઠનો શુમાર થયો છે. પ્રભાત સમયનો પક્ષીયોનો મધુર કલરવ કુદરતી લીલાનું ભાન કરાવી રહ્યો છે. ટ્રેન આવવાને હવે ફકત અર્ધો કલાક હતો. મિત્રોએ, શરીર સંભાળી મુસાફરીમાં ચાલાકી રાખવાની સુચના કરી અને જાપાન જઇ ત્યાંની સર્વ હકીકત વિસ્તારપુર્વક લખવા વિનતી કરી. સુલોચનાના મનની સ્થીતિનું વર્ણન કરવું અશક્ય છે. જળથી માછલું જુદું પડી જેવી દશાને પ્રાપ્ત થાય તેવી દશા તે પ્રત્યક્ષ અનુભવતી હતી. વસંતે બનતું આશ્વાસન આપ્યું. એટલામાં ટ્રેન આવી પહોંચી, અને બે મીનીટમાંજ "આવજો! આવજો!" ના ધ્વની સાથે ચાલવા લાગી. સુલોચના દયાર્દ્ર દ્રષ્ટિએ સ્વામીને નીહાળી રહી. પણ ધીમે ધીમે રેલ્વેનો વેગ વધવા માંડયો અને બે ત્રણ ક્ષણમાં દ્રષ્ટિ મર્યાદાથી દુર થઇ. વસંતના મીત્રો સ્ટેશન માસ્તર જોડે ગપાટા મારવા બેઠા અને સુલોચના જીવવિનાની પુતળીની પેઠે ઘર તરફ ગઇ.

# પ્રકરણ અગીઆરમું.

## છેલશંકરનો પશ્ચાતાપ.

થઇ અંધ જે અભીમાનમાં નવ વડીલને ગણકારતા,
શીખ આપનારા સર્વને અક્કલ વિનાના ધારતા;
કરી કર્મ દુષ્ટ અનેક બોળે નામ નિજ પિતા તણું,
ફીટકાર છે તેને સદા! દુઃખ પામશે અંતે ઘણું. ૧
વેશ્યા વિહારીનો ભરૂસો લેશ ના લેખાય છે,
પૈસે ટકે પરવારતાં ભીખ માગતો થઇ જાય છે;
ફળ પ્રાણઘાતક પામતાં સંકષ્ટમાં રીબાય છે,
તે સમય મુર્ખ શિરોમણી પોકો મુકી પસ્તાય છે. ૨

આજકાલ છેલશંકરભાઇની પૈસા સંબંધી સ્થીતિ ઘણી દુર્બળ થઇ ગઇ છે. કોટને ઘોડાના તોબરા જેવડાં ખીસ્સાં હતાં, પરંતુ અંદર હાથ નાખતાં એક પૈસાનું પણ દર્શન થતું નહોતું. ઘરમાં જે કંઇ દ્રવ્ય હતું તે તો અનંગપ્રભાના પટારામાં પડી ચુક્યું હતું. અને બીચારા વયોવૃદ્ધ મોતીલાલની દશા પણ દયાજનક થઇ પડી હતી.

દીવસે દિવસે છેલશંકરની ચીંતા વધવા માંડી. હરામનું દ્રવ્ય મળે એવું એક પણ હથીયાર હાથમાં રહ્યું નહિ. મહેનત કરી પ્રમાણીકપણે પૈસા પ્રાપ્ત કરવાનું તેને પસંદ નહોતું. કારણ કે તેમ કરતાં મોજ શોખનો સદાને માટે ત્યાગ કરવો પડે.

છેવટે તેમણે પોતાની પ્રાણ સમાન વહાલી અનંગ પ્રભાનો આશ્રય લેવાનું નક્કી કર્યું. " જેના ઉપર ઘણા દિવસ હજારો રૂપીયાનાં

ઘરેણાંનો વરસાદ વરસાવ્યો છે, તે મારી આવી હાલત નીહાળતાં અવસ્ય આંખમાં અશ્રુ ભરશે. અને જરૂર જેટલું ધન મારી આગળ પ્રેમ પુર્વક ધરશે." એમ ધારી તેમણે ગણિકાના ઘર ભણી ગમન કર્યું. અંગપર મલીન વસ્ત્ર પહેરેલાં છે. મુખ નીસ્તેજ થઇ ગયું છે. દુરથી અનંગ પ્રભાએ છેલશંકરને આવાં કંગાલ વેશમાં આવતો જોયો. તેણે મન સાથે નક્કી કરી લીધું કે—" હવે એ નીચોવવા લાયક રહ્યો નથી. તેથી અહીં દાખલ થવા દીધે કંઇ સ્વાર્થ સરસે નહિ." તેથી પોતાની દાસીને નીચે બેસાડી અને અપમાન કરી કાઢી મુકવા આજ્ઞા કરી.

એટલામાં છેલશંકર મકાન આગળ આવી પહોંચ્યો. અને ઓટલાપર બેઠેલી દાસીને પુછ્યું! કેમ ચમેલી! તારાં બાઇ શું કરે છે!

ચમેલી—તમારે તેનું શું કામ છે! જ્યાં જવા નીકળ્યા હોય ત્યાં ચાલ્યા જાઓને!

છેલશંકર—વળી બીજે કયાં જવાનું હતું? પ્રાણ પ્યારીને મુકી પારકે ઘેર ભટકવાથી શું શ્રેય થવાનું હતું?

ચમેલી—અહીં કોણ તમારી પ્રાણ પ્યારી છે? મગજમાં ચિત ભ્રમ વાયુએ પ્રવેશ કર્યો છે? કે બાટલીના પવિત્ર પાણીથી કોઠો ભર્યો છે? રસ્તે રસ્તે ચાલ્યા જાઓ નહિ તો નાહક પોલીસને સ્વાધિન થશો, અને વધારામાં બેચાર ધક્કા ખાશો.

છેલશંકર તેને દીવાની ધારી આગળ વધવા ગયો, અને ચમેલીએ રોકવાનો પ્રયત્ન કર્યો. તેથી ક્રોધ કરી એવી એક લાત મારી કે—દાસીનાં હાડકાં ખોખરાં થઇ ગયાં. નીસરણીનાં પગથીયાં સાથે માથું પછડાવાથી કેટલુંક લોહી પણ નીકળ્યું, અને મુર્છીત થઇ એક ખુણામાં પડી રહી.

છેલશંકર તેની જરા પણ દરકાર કર્યા વિના ધબ ધબ કરતો ઉપર ગયો, અને વ્હાલ બતાવી બોલ્યો! કેમ દિલોજાન? ખુશીમાં તો છે ને?

અનંગપ્રભા આંખનાં ભવાં ચડાવી બોલી! અરે દીલોજાન કહેનાર હેવાન! આ કોનુ ઘર છે તેનું કંઇ ભાન છે? વગર રજાએ મારા ખાનગી આવાસમાં શા માટે આવ્યો? અરે! તને મારી દાસીએ રોકયો પણ નહિ?

છેલશંકર—વ્હાલી! ગરીબના જેવા દેદાર જોઇ મને વિસરી ગયાં છો કે સેવકની મશ્કરી કરવા તત્પર થયાં છો? મારૂં નામ છેલશંકર છે કે જેણે પ્રેમ મુગ્ધ થઇ પોતાનું હૃદય તમને સમર્પ્યું છે. પ્રિયા! તમારી દાસી મને સારી રીતે ઓળખતી હોવા છતાં ખાળવા ગઇ. પણ પરિણામે હાલ બેહાલ થઇ. કોણ જાણે હજુય તે બેઠી થઇ હશે કે નહિ?

અનંગપ્રભા—ઓ હરામી! તેં તો જબરી હીંમત ચલાવી. ભટકતા ભીખારી જેવી દશામાં ફરે છે. પણ કોઈ ચંડાળ જેવો દેખાય છે. ઠીક છે! હું તને હાલ જ બતાવી આપું છું કે, પારકાના ઘરમાં પેસી ધાગા મસ્તી કરવાનું કેવું ફળ મળે છે. એટલું કહી તેણે સામી દુકાનપર એક પોલીસનો જમાદાર ઉભો હતો તેને સાદ કર્યો.

છેલશંકર આશ્ચર્ય પામી ભયગ્રસ્ત સ્વરે બોલ્યો! આ શું પ્રિયા! પોલીસને બોલાવવાથી મારી શી દશા થશે? તે જાણો છો?

અનંગપ્રભા—ત્યારે શું તું નાલાયકી બતાવી શાબાશી મેળવવા ચાહે છે?

છેલશંકર—શું આ ના લાયકી? ઘણા દિવસનો બંધાએલો પ્રેમ એકદમ ભુલી જાય છે? પ્રથમથી પ્રીતિની જાળમાં જકડી હવે

બેવફા થાય છે ? તારા જેવી પ્રેમ પરીક્ષક પુતળીને આવું વર્તન છાજતું નથી, મારી જીગર જાન !

અનંગપ્રભા—અરે ચુપ કર નાદાન ! તે વખતની વાત તે વખત ગઇ. છાનોમાનો નીચે ઉતર અને ઘર બણી ગમન કર, નહી તો એક મીનીટની અંદર વગર ભાડાની ઓરડીમાં મોકલી આપીશ.

છેલશંકર—આખરે આવું કરવું હતું, ત્યારે પ્રથમથી મધુર શબ્દ વદી શા માટે મારૂં મન હરી લીધું ? નેત્ર ખંજરથી કાળજું કેમ ઘાયલ કીધું ?

અનંગપ્રભાએ શરમ છોડી કહ્યું—હૈયાના ફુટેલ ! તે વખતે તારા ગજવામાં કલ્દારના આકર્ષક અવાજ સંભળાતા હતા અને અત્યારે મવ્વાલીની માફક ચીંથરે હાલ થયો છે. લાંબુ લાંબુ વિવેચન કર્યા વિના એક શબ્દમાં સમજી જા કે હવે પ્રથમનો વખત ગયો છે. શું તુ જાણુતો નથી કે વેશ્યા વિત્ત હોય ત્યાં સુધીજ સ્નેહ દેખાડે છે ? અને પૈસા વિનાના પુરૂષને ધક્કા મારી બહાર કાઢે છે ?

છેલશંકર કપાલપર કર પછાડી બોલ્યો—તારા જેવી અધમ અબળાને સહસ્ત્રવાર ધિક્કાર છે. હાય ! જો મેં પ્રથમથી આવું જાણ્યું હોત તો પવિત્ર પિતાની અવજ્ઞા કરી તારી સ્વાર્થી જાળમાં પડત નહી. હાય ! મેં આંધળાએ મૃગજળને ખરૂં જળ માની હાથે કરી પાયમાલી વહોરી લીધી. અરેરે ! તારે માટે અમુલ્ય આબરૂને અળગી કરી, ન્યાત જાતમાં નિંદાપાત્ર થયો. તેનો બદલો તું આવી નીચતાથી વાળે છે ? જો હું તારા ફંદમાં ન ફસાયો હોત તો અત્યારે ભીખ માગવાની ભુંડી દશા દેખત નહી. અરે ઠગારી ! કંઇક તો વિચાર ! મેં તને હજારો રૂપીયા ખવરાવ્યા છે. છેક બેશરમ બની તારી દુષ્ટતાનો છેડો ન દર્શાવ.

અનંગપ્રભા—મુર્ખના સરદાર ! અમે જો એવું બ્રહ્મજ્ઞાન ગળે વળગાડીએ તો તારી માફક રોદડા રોવાનો સમય આવે. ચાલ નીકળ હવે ! સંસારમાં સૌ પૈસાનું જ સગું થાય છે, એ વાત વિસરીશ નહી. અને હવે આ ભુવન ભણી ભુલે ચુકયે પણ પગલું ભરીશ નહિ.

છેલશંકરે વેશ્યા પ્રતિ એક ક્રોધ ભરી દ્રષ્ટિ ફેંકી, અને ઉદાસ થઇ ઘર તરફ રવાને થયો. પોતાની ભુલનું પૂર્ણ રીતે ભાન થયું. અને એક ખુણામાં બેસી છાતીફાટ રૂદન કરી હૃદય હલકું કર્યું. એટલામાં તેનો પિતા મોતીલાલ બહારથી અચાનક ત્યાં આવી ચડયો. તેણે પુત્રનાં સુઝેલાં નયન નીહાળી આશ્ચર્ય પૂર્વક પુછયું ! કેમ છેલ ! આજ મોંઢાપર દીલગીરી શા સારૂ ધારણ કરી છે ? શીરપર એવી શી મોટી આફત ઉતરી છે ?

પ્રિય વાંચકો ! પ્રથમના છેલશંકરમાં ને આજના છેલશંકરમાં આકાશ અવની જેટલો તફાવત હતો. તે એકદમ પિતાના ચરણમાં પડયો, અધમ આચરણ આદર્યા માટે હૃદયદ્રાવક કલ્પાંત કરવા લાગ્યો અને અનેક પ્રકારે ક્ષમાની યાચના કરી.

પુત્રની આંખનાં આંસુથી પિતાના પગનું પ્રક્ષાલન થઇ ગયું. શેઠના હૃદયમાં દયા ઉભરાઇ આવી. જે પુત્રના પાપકર્મથી પિતા ઘરમાંથી બહાર નીકળી શકતો નહી, જેની ઉડાઉ વૃત્તિને લીધે દ્રવ્યહિન દશા થતાં પિતા અસહ્ય સંકટ ભોગવતો હતો. તેજ પિતાના અંતરમાં આખરે અનુકંપાનો આવીર્ભાવ થયો. વાત્સલ્ય સ્નેહને સહસ્રવાર ધન્ય છે. મોતીલાલે તેને હાથ ઝાલી ઉઠાડયો, અને શાંતીપૂર્વક કહેવા માંડયું-પ્રિય પુત્ર ! હું નહોતો ધારતો કે તું અનીતિને અળગી કરી, નીતિનો ઉપાસક થઇશ ! આજે તારા અંતઃકરણમાં પવિત્રતાનો

વાસ થયો એ હું પરમાત્માની મોટી કૃપા માનું છું. પુત્ર! માતા પિતાની આજ્ઞાં ઉથાપનાર બાળકોની બૂરી દશા થાયછે. નીતિમાંજ ખરૂં સુખ સમાએલું છે–અનીતિને માર્ગે હળાહળ ઝેર પથરાએલું છે. એ શાસ્ત્રનાં વચન વિસરવાં જોઇએ નહિ. હજુ પણ પાંશરા ચાલશો તો પ્રભુની કૃપા મેળવવા ભાગ્યશાળી થશો. કારણ કે પ્રભુ દયાનો ભંડાર છે!!! જો પ્રથમથી આવું જ્ઞાન રાખ્યું હોત તો અત્યારે વિમાસવાનો વખત આવત નહી.

છેલશંકર—પિતાશ્રી! ખરેખાત! મને પાર વિનાનો પશ્ચાતાપ થાય છે. અપકીર્તિના અગ્નિમાં બળવા કરતાં મને પૃથ્વીમાતા પોતાના પવિત્ર ઉદરમાં સ્થાન આપે એ ઉત્તમ જણાય છે.

મોતીલાલ—ભાઇ! ગઇ વાતનો શોચ કરવામાં સાર નથી. પરમદયાળુ પરમાત્મા પાસે અપરાધની અંતઃકરણપુર્વક ક્ષમા માગી. નવેસરથી નીતિમય જીવન શરૂ કર!

છેલશંકર—પિતાજી! જો આપની આજ્ઞા હોય તો હું કોઇ સ્થળે નોકરી કરવા જાઉં. આળસુ થઇ બેસી રહેવું ઉચિત લાગતું નથી.

મોતીલાલ—તારી ઉદ્યમ કરવાની વૃત્તિને નોકરી સાથે સાંધ્યા વિના એક નાની દુકાન કરી, વ્યાપારી લાઇનમાં લગની લગાડય! કે જેથી ભવિષ્યની ઉન્નતિનાં દ્વાર ખુલ્લાં થાય! સુજ્ઞ મનુષ્યો કહે છે કે—

"ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર અને કનીષ્ટ નોકરી." એ વચન કંઇ ખોટું નથી. નોકરી કરવામાં કેટલાં નુકશાન સમાએલાં છે તે જરાક ધ્યાન દઇ સાંભળઃ—

નીજ ભાગ્ય વેચી નોકરી જે લોક કરવા જાય છે,
પરતંત્રતાને પહેરતાં દુઃખમય દશા દેખાય છે.
કરી સહન કષ્ટ ક્ષુધાતણું, તન તોડીએ મે'તન વિષે.
ઠપકો મળે પળવારમાં! ના ફાયદો જરીએ દિસે—૧
કદી કામ હોય જરૂરતું તો તાકડે ન મળે રજા,
માબાપ માંચામાં સડે! શી નોકરીમાં છે મજા!
માલીકતણી સેવા મહીં આખો દિવસ વહી જાય છે,
સુખદાયી સરજનહારને પણ લેશ ના સમરાય છે—૨
ઘડી એકનો આરામ ના! જો રક્તનું પાણી કર્યું,
મિત્રો તણી મીજલસ મહીં પણ હાય! ના હૈયું ઠર્યું;
વેઠયા છતાં દુઃખ વિકટ એવું વિત્ત ના પામાય છે.
અવતાર નોકરનો બળ્યો! નિર્ધન સ્થિતિમાં જાય છે—૩
કરતાં ખુશામત ખૂબ! પણ ના શેઠ સંતોષાય છે,
સંતાપના અગ્ની થકી અંતઃકરણ દુઃખાય છે;
સ્વેચ્છા થકી કંઇ કૃત્યમાં ના હાથ લંબાવાય છે,
નારી થકી પણ અધિક નબળું જીવન જાણ જણાય છે—૪

માટે બનતા સુધી સ્વતંત્ર જીવન ગાળવું. એક સાધારણ દુકાન સાથે સારી આવકવાળી નોકરી પણ હરીફાઇ કરી શકતી નથી. વળી વ્યાપાર કરવાથી વિચારને સ્વતંત્રતા મળે છે. બુદ્ધિ અનેક પ્રકારે ખીલે છે. નોકરી કરનારે ફક્ત અમુક રકમ માટે જીંદગી વેચી દીધેલી ગણાય છે.

આ વાત છેલશંકરને ગળે ગોળની માફક ઉતરી. નોકરીનો વિચાર માંડીવાળી ગામમાં એક નાની દુકાન કરી. અને વૃદ્ધ પિતાની આજ્ઞા પ્રમાણે વર્તી ઉત્કૃષ્ટ જીવનનો અનુભવ કરવા લાગ્યો.

## પ્રકરણ બારમું.

---

### વિયોગ વેદના.

આવી વસંત રૂતુ જુઓ વિરહી જનો સંતાપવા
ટૌકારતી કોયલ પિયુનું સ્મર્ણ ઉરમાં આપવા
બાળા બની છે બ્હાવરી નવ ચેન અંતરમાં પડે
પ્રિય પ્રાણના મીલન વિના ન ઉપાય શાંતીનો જડે—૧
અહીં તહીં ભમે છે ભામિની પળ વર્ષ સમ સમજાય છે
માળા સુગંધિત સુમનની દુઃખકારિણી દેખાય છે.
આભૂષણો મણિધર બન્યા ! જાણે કરડવા ધાય છે,
જુદાઇના અગ્નિ થકી દેવી બની કૃશ કાય છે—૨
વ્યાપે મદન જ્વર અંગમાં અબળા અતિ અકળાય છે,
શય્યા સુંવાળી શું કરે ! રજની રૂદનમાં જાય છે.
કદી સ્વપ્નમાં સ્વામી મળ્યા ! બહુ વ્હાલથી વાતો કરી
ક્ષણમાં તજી ચાલ્યા ગયા ! છે આંખ આંસુથી ભરી—૩
કર જોડી વિનવે કિંકરી ના રોષ હૃદયે રાખશો
શર મદનનાં ન સહાય ! વ્હાલા કષ્ટ મારૂં કાપશો.
પણ રસિકની રીસ ના મટી મુખ ક્રોધથી રાતું થયું
ઝબકી અને દીપક કર્યો ! સુખ હાય ! લુંટાઇ ગયું—૪

વસન્તલાલને જાપાન નીકળ્યે લગભગ એક માસ થયો છે. સુકોમળ શરીરની સુલોચનાનો દેખાવ વ્હાલાના વિયોગે દયાજનક થઇ ગયો છે તેણે અલંકાર અળગા કરી દીધા છે. અંગપર ફક્ત

શ્વેત રંગનાં વસ્ત્ર પરિધાન કર્યાં છે. દુધ, સાકર જેવા પૌષ્ટિક અને કામોદ્દીપક પદાર્થોનો પણ ત્યાગ કર્યો છે. મુખચંદ્ર નિસ્તેજ થઇ ગયો છે. પ્રેમાળ બાળા પ્રિતમના સ્મર્ણમાં પરાકાષ્ટાથી વખત વ્યતિત કરે છે. શોકનું પ્રમાણ વધી પડવાથી વારંવાર આંખમાં આંસુ ભરે છે. કોઈ કોઇ વાર મન સાથે વિચારના પ્રદેશમાં વિચરે છે કે—"મારા પ્રેમી પ્રાણ! તમારી નાજુક પ્રકૃતી મુસાફરી અને પરદેશનાં સંકટ શી રીતે સહન કરશે? તમારી આજ્ઞાઓ કોણ ઉઠાવશે? પિયુ! એક માસ થયા છતાં શરીર સુખાકારીના સમાચાર પણ મોકલ્યા નથી. મારા અંતરની અશાંતિ શી રીતે મટે? પ્રાણેશ! શું દુર ગયા એટલે દાસીને છેક વિસરી ગયા? મારા પ્રત્યેની દયાનો ત્યાગ કરી એકલા રહેવાની ઉત્કંઠાવાળા થયા? સ્વદેશ સેવાની ધુન લાગી એટલે મારી સંભાળ લેવાની ભાંજગડ પણ ભાગી? પ્રિય! પાંચ મીનીટની નવરાશ લઇ એક પત્ર તો લખવો હતો? અરેરે! બહાર કોઇનો પગરવ સંભળાય છે કે જાણે પ્રાણેશનો પત્ર લઇ પોષ્ટમેન આવતો હોય એવું ભાન થાય છે. પણ વ્યર્થ! ઓ ક્રૂર નીરાશા! શું તું મારે માટેજ મુખ વિકાસીને બેઠેલી છે? સૃષ્ટિમાં તને બીજું કોઇ પણ ન મળ્યું કે આ વિરહીણી વનીતાનેજ સતાવે છે? ઓ દયાહીન વીધી! દુઃખીને દુઃખ દેવામાં શું તને ગુમ્મત આવે છે?"

વિચાર તરંગમાં દિવસ વીતી ગયો, અને રાત્રી દેવીના અમલનો આરંભ થયો. નાગરીકો પોતપોતાનાં સ્નેહીજનો સાથે હાસ્ય વિનોદની વાતો કરી દિવસના શ્રમને શાંત કરી રહ્યા છે. કોઇ ઠેકાણે ચાર પાંચ મિત્રો મળી માનતાનની મજા માણી રહ્યા છે. કેટલીક

વાર પછી સર્વત્ર શાંતી પથરાઇ ગઇ, અને સૌ સુખ દુઃખને વિસરી નિદ્રાને આધીન થયાં.

આવા શાંતીમય સમયે પણ સુલોચના રૂદન કરી શય્યાને ભીંજવી રહી છે. રસીકનો વિયોગ થયો ત્યારથી નીંદ્રા દેવીએ તેના ગૃહનો ત્યાગ કર્યો છે. દુર્બળ દેહવાળી બાળા વૃક્ષના પાંદડાની માફક કંપે છે. નીંદ્રાને પ્રસન્ન કરવા અનેક પ્રકારે પ્રાર્થના કરે છે. કંઇક ખડખડાટ થતાં પથારીમાંથી બેઠી થઇ જાય છે. એવી રીતે અશાંતીમાં અર્ધ નીશા વ્યતીત થઇ ગઇ. સુલોચનાની આંખ સહજ મીંચાઇ. પરંતુ વસંતની પ્રતીપળે ઝંખના કરતી હોવાથી તેને એક સ્વપ્ન આવ્યું. હાય! સ્વપ્ન સૃષ્ટિમાં તેણે સ્વામીને પથારીવશ જોયા! " એક ઉદાર દીલની જાપાનીજ અબળા મુખમાં દવા રેડે છે. ઘડીકમાં પંખાવડે પવન નાંખે છે, અને હીંમત આપી કહે છે કે–વસંતલાલ! કોઇ પ્રકારની ચીંતાને ચીત્તમાં સ્થાન આપશો નહિ. હજારો રૂપીયાના ભોગે પણ તમારી બનતી સારવાર કરી સાજા કરવા યત્ન કરીશ. પછી તો જેવું તમારૂં કીસ્મત! પ્રાણેશ તેના પ્રત્યુત્તરમાં નેત્રને ભીનાં કરી બોલ્યા! બાનુ! પરદેશમાં તમે વગર ઓળખાણે મારા પ્રત્યે મમતા દર્શાવી જે તકલીફ ઉઠાવી છે તેનો બદલો હું જીંદગી પર્યંત વાળી શકું તેમ નથી. અરે! મારી ચામડીના જોડા કરી તમારા ચર્ણમાં પહેરાવું છતાં આભારનો ભાર ઓછો થઇ શકે નહીં. અહા! પરોપકારી કૃત્યોમાં પરોવાયલા તમારા જીવનને ધન્ય છે! બાળા! તમારો જન્મ સફળ છે. મારા જેવા રંક માણસની બરદાસનું ફળ અનંત શક્તિ–સર્વેશ્વર તમને જરૂર આપશે. વધારે શું કહું?

દયાની બેન જેવી તે જાપાનીજ બાળાએ તેમનાં આંસુને રેશમી રૂમાલથી લુછી પ્રેમ પુર્વક કહ્યું.–વસંત! એમાં આભાર

માનવાની કશી અગત્ય નથી. આ શરીરનો પારકાના દુઃખમાં ઉપયોગ થાય તો હું મારૂં મહદ્ભાગ્ય માનું છું. તમને આરામ થતાં મને ઇંદ્રનો વૈભવ મળ્યા જેટલો આનંદ થશે.

વસંત કંઇક બોલવા પ્રયત્ન કરે છે પણ દુઃખની ગતી વધી જવાથી બોલી શકાતું નથી. હવે તે મરણ અને જીવન વચ્ચે ઝોલા ખાય છે. સારવાર કરનાર સુંદરીની આંખોમાં શ્રાવણ ભાદરવાના મેઘ જેટલું જળ ઉભરાય છે. યુવકને આરોગ્ય કરવાના પ્રત્યેક ઉપાય નિષ્ફળ થાય છે. હાય! પ્રિતમ હવે આ સંસારમાં થોડા સમયનાજ મહેમાન છે. છેલ્લી વખતે તેમણે બને તેટલું બળ અજમાવી ઉદ્ગાર કાઢયા.—વ્હાલી સુલોચ! તને નીરાધાર સ્થીતીમાં મુકી હું હરીના દરબારમાં જાઉં છું. જો કે મૃત્યુલોક કરતાં પ્રભુના પવિત્ર ધામમાં અત્યંત આનંદ છે, છતાં તારા જેવી સ્નેહાળ અને પતીપ્રાણા પ્રિયતમાની ખોટ મને અવશ્ય જણાશે. પ્રાણ! હું તને સર્વેશ્વરના અભય અને અચળ શરણમાં સોંપું છું. પ્રભુ નીરાધારના આધાર છે. તેથી તેઓ જરૂર તારી સંભાળ લેશે. દીનાનાથનું સ્મર્ણ તારા દુઃખમાં દીલાસો આપશે. માટે તેમનું ભજન ચુકીશ નહિ. બસ! હવે જાઉં છું!!! મર્ણકાળે તારા મનમોહક મુખનાં મધુર વચન સાંભળ્યાં હોત તો સારૂં. પણ મારી એ ઇચ્છા સફળ થાય તેમ નથી. પ્રિયા! છેવટે એટલુંજ કહું છું કે—ધૈર્ય ધારણ કરી હૃદયમાં ભક્તિનું જળ ભરી પવિત્રપણે જીવન ગાળજે. વિશુદ્ધ વર્તનની છાપ આર્ય બાળાઓના અંતરમાં છાપી કીર્તિરૂપી દ્રવ્યનો સંચય કરજે."

સ્વપ્ન સૃષ્ટિના નાટકનો છેલ્લો પ્રવેશ ચાલે છે, એટલામાં એકદમ સુલોચનાની આંખ ઉઘડી ગઇ. દુઃખદાયક સ્વપ્નનું સ્મરણ થતાં

અત્યંત ભયભીત થઈ. શરીર રોમાંચીત થયું. માથામાં ચક્કર આવતાં હોય એમ જણાયું. મહા મુશ્કેલીથી ધ્રુજતા હાથે દીવો કર્યો. અને હસ્ત જોડી ઘુંટણીએ બેસી કરૂણા ઉપજાવે એવી રીતે કીરતારને કરગરવા લાગી. “ ઓ નીરાધારના આધાર ! આ રઝળતી રામાના રત્નનું પરદેશમાં તમે રક્ષણ કરજો. દીનબંધુ ! તમે દયાના સાગર છો. તેથી જ જગત તમને દયાનીધી કહે છે ! ઓ પ્રભુ ! આજના સ્વપ્નથી હું બહુ ગભરાઉં છું. દુઃખદ દશામાં સડતી સુંદરીને અમૂલ્ય હીરાનું દાન દઇ પાછો લઇ લેશો ? ના ના ! દયાળુ ! આપ એવા દયાહીન નથી. જ્યારથી કીંકરીને કન્યાવિક્રયના કેરમાંથી બચાવી છે ત્યારથી આપનો પુર્ણ વિશ્વાસ છે ! પ્રભુ ! પ્રાણેશ એજ મારૂં જીવન છે. એમના મીલનની આશાએજ આ દેહ પીંજરામાં પ્રાણ ટકી રહ્યા છે. દયાળુ દેવ ! મારૂં આજનું સ્વપ્ન અસત્ય હજો, અને આપ, મારા સ્વામીના સંકટમાં સ્હાયક થજો.” એ પ્રમાણે સુલોચનાએ પ્રભાત સુધી અનેક પ્રકારે ઇશ્વરની આરાધના કરી. સ્તુતીના શબ્દનો ઉચ્ચાર કરતાં વખતો વખત તે ગદગદ કંઠે આકાશ સામે શ્રદ્ધા પુર્વક જોતી હતી. અધમોદ્ધારક પરમાત્મા નમ્રભાવે કરેલી પ્રાર્થનાનો જરૂર સ્વીકાર કરશે, એવી તેના મનની દ્રઢતા હતી.

અરૂણોદય થઇ ચુકયો છે, સુવર્ણરંગી કીરણોવડે પૃથ્વીદેવી શોભાયમાન દેખાય છે. વૃક્ષની શાખાઓપર પક્ષીગણનો મધુર કીલકીલાટ સંભળાય છે, શીતળ અને સુખકારક સમીર મંદમંદ વાય છે.

સુલોચના સ્વસ્થ થઇ પથારીમાંથી ઉઠી અને સ્નાનાદિક નીત્ય કાર્યથી મુક્ત થઇ, પુનઃ પ્રભુના પરમાનંદક ધ્યાનમાં નીયુક્ત થઇ. ઘણીવાર સુધી એક ચીત્તે સ્તુતી કરી, અને નેત્ર ઉઘાડી જુએ છે તો

સામેથી ટપાલવાળો પોતાના ગૃહપ્રતિ આવતો જણાયો. યુવતી આશા ભર્યા હૃદયે દ્વારમાં ઉભી રહી. એટલામાં પોષ્ટમેને એક બીડેલો કાગળ દ્વારમાં ફેંકયો અને ચાલવા માંડયું. સુલોચનાએ વીજળીની ઝડપે પત્ર લીધો. પ્રીતમના અક્ષર જોઈ હર્ષઘેલી બની. તેણે પોષ્ટમેનને પાછો બોલાવી કહ્યું-ભાઇ! આ વખતે હું તારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. તેં મારા શોકાતુર હૃદયમાં આનંદરૂપી જળનું સીંચન કર્યું છે. પ્રભુ તારૂં કોટી કોટી કલ્યાણ કરશે. એમ કહી તેના હાથમાં એક રૂપીયો આપ્યો. પોષ્ટમેન તેનો આનંદાતિરેક જોઇ આશ્ચર્ય પામ્યો. તેણે મનથી એમ ધાર્યું કે-કંઇક હર્ષના સમાચાર હશે.—

સુલોચનાએ પત્રને બે ત્રણવાર પ્રેમ પુર્વક છાતી સરસો ચાંપ્યો અને પછી શાંતીથી વાંચવા લાગી. પત્રમાં નીચે પ્રમાણે લખેલું હતું.

ટાકીયો, તા. – –૧૯૧૮

પ્રાણેશ્વરી સુલોચના!

કેટલાંક અનીવાર્ય કારણોને લીધે પત્ર લખવાની ઢીલ થએલી હોવાથી તારા હૃદયની વ્યાકુળતા વધી પડી હશે. અને તેથી તારા પ્રીતમ ઉપર હિંદુસ્તાનમાં બેઠાં બેઠાં ક્રોધની જ્વાળાઓ ફેંકતી હઇશ! ખેર! પણ મને ખાત્રી છે કે-આ પત્રથી તારા મનનું સંપુર્ણ રીતે સાંત્વન થશે.

મુંબઇથી સ્ટીમરમાં બેઠા પછી થોડોક સમય તો રમણીય દેખાવ દેખાયો. પછી ઉપર આકાશ અને નીચે જળ જળાકાર! કેટલાક ઉતારૂઓને તો દરીયો લાગવાથી બેભાન સ્થીતિમાં પડી રહેવું પડતું. મને થોડીક અસર થઈ પણ બીજે દિવસે તેવું કંઇ થયું નહિ. સ્ટીમરના ઉતારૂઓમાં એક પ્રકારના બંધુત્વની લાગણી મારા જોવામાં

આવી. ઘણા હિંદુ, ખોજા, પારસી વિગેરે મારી પાસે આવી સ્નેહ-પૂર્વક વાતો કરતા, એટલે ત્યાં બેચેની યા અણગમાને પ્રવેશ કરવાનું મળ્યું નહી.

અહીં આવી મેં શું શું જોયું ? પ્રિયા ! વર્ણન કરવા બેસું તો પૃષ્ટનાં પૃષ્ટ ભરાઈ જાય અને કદાચ તને વાંચતાં પણ કંટાળો થાય. તેથી ટુંકામાં સર્વ હકીકત લખું છું. અહીંની ઉન્નતીનું પ્રથમ કારણ "બ્રહ્મચર્ય પાલન" છે. આપણા આર્યાવર્તમાં જેમ બાળ-પણમાંથી પુત્ર પુત્રીનાં લગ્ન કરવાથી તેમની શારીરિક સંપત્તી લુંટાઇ જાય છે. તેમ અહીં બનતું નથી. પુરૂષને ઓછામાં ઓછાં ૨૫ વર્ષ અને સ્ત્રીને ૧૬ વર્ષ સુધી કૌમાર્યાવસ્થામાં રાખી વિદ્યાધ્યયન કરા-વાય છે. તેથી તેમનાં બળ, બુદ્ધિ અને સાહસ ઉત્કૃષ્ટ રીતે ખીલી નીકળે છે. જાપાનની જાહોજલાલીનું બીજું કારણ–ઉદ્યોગશીલતા છે. સર્વત્ર ઉદ્યોગ જ છવાઇ રહ્યો છે. આપણા દેશમાં કોઇ ઠેકાણે કજીયો કે મારામારી થઇ હોય યા બે માતેલા સાંઢ લડતા હોય અને જેમ લોકના ટોળે ટોળાં દોડતાં દેખાય છે, તેટલી જ ઝડપથી અહીંના લોક કારખાનામાં ઉદ્યોગને માટે જાય છે. આ-પણા દેશમાં બહુધા આળસનું બળ પથરાયું છે, અને અહીં ઉદ્યોગનું બળ સર્વત્ર છવાયું છે. અહીં સ્ત્રીઓ પણ નવરી બેસી કુથલી કરવામાં વખત કાઢતી નથી. ભરત, શીવણ, ગુંથણ આદિ લોકોપયોગી કાર્યમાં મન લગાડી પતિને સંસાર ચલાવવામાં સહાયક થાય છે.

આપણા દેશના વ્યાપારીઓ પરદેશથી આવતો માલ ઉતારવામાં હંમેશ ગુંથાએલા જણાય છે. જ્યારે અહીંના વ્યાપારીઓ પરદેશ ખાતે માલ ચડાવવામાં હંમેશ રોકાયલા દેખાય છે. એ ઉપરથી આ-

હીંની સમૃદ્ધિનું સહજ અનુમાન થઇ શકે તેમ છે. આપણા લોકો દેશાટનના અભાવે હુન્નરકળાથી અજ્ઞાત રહી વપરાશની ચીજો માટે પરદેશપર આધાર રાખે છે. જ્યાં સુધી આવી પરીસ્થીતી છે, ત્યાં સુધી ભારતનો અસ્ત થએલ ભાનુ કદી ઉદય પામશે નહિ. હિંદના ઉપયોગની પ્રત્યેક વસ્તુ હિંદમાં બનાવાય ત્યારે જ દેશની દુઃખદ સ્થીતી બદલાય. પરદેશી વસ્તુ વાપરતાં પ્રત્યેક ભારત તનુજનું હૃદય દુઃખાવું જોઇએ. જેવી તેવી પણ પોતાના દેશમાં બનેલી વસ્તુ જ વાપરવી જોઇએ. એવું અભીમાન આર્યોનાં અંતઃકરણમાં ક્યારે થશે? આપણા દેશની કારીગીરી કદાચ પરદેશની કારીગીરીની હરીફાઇ ન કરી શકે તો તેવી કળા હાથ કરવી જોઇએ. બુદ્ધિબળ, સાહસ અને સંપ હોય તો કંઇ વસ્તુ અશક્ય નથી. જે દેશો અત્યારે હુન્નરકળાના વિજ્ઞાનમાં અને વૈભવમાં સર્વોપરી ગણાય છે. તે જ દેશો પ્રથમ અધમ અવસ્થામાં હતા. પણ ઉન્નતિનાં પગથીયાં ગ્રહણ કરવાથી તેમનો વિજય થયો અને તેવાં પગથીયાં ત્યાગવાથી આપણા ભાગમાં દારિદ્રયરૂપી શત્રુ જ રહ્યો.

અહીં હું મુખ્ય મુખ્ય કારખાનામાં ફરી ફરીને જોઉછું અને ઉપયોગી બાબતોને હૃદયમાં ઉતારૂંછું.

જાપાનના ઉદયનાં બીજાં પણ અનેક કારણ છે. પ્રત્યેક જાપાની જ પોતાના દેશ પ્રત્યે પ્રાણ કરતાં પણ અધીક સ્નેહ રાખે છે. રાજકીય બંધારણ પણ ઉત્તમ પ્રકારનુ છે. પ્રજાની સુખાકારી એ જ રાજાની ઇચ્છા અને હકુમત! અહા! જ્યાં આવા પ્રકારની રાજકીયતા હોય ત્યાં ઉન્નતી દેવીનું સામ્રાજ્ય શા માટે ન ફેલાય?

અહીંના હુન્નરોનું તથા ઉપયોગી બાબતોનું પુર્ણ રીતે અવ-

શોક ન કરો હું થોડા સમયમાં હિંદુસ્તાન તરફ નીકળીશ. તારા વિયોગના વ્યાધિને બાદ કરતાં-સર્વ પ્રકારે પ્રકૃતિ સ્વસ્થ છે. તારે માટે જાપાનથી શું શું લાવું તે લખી જણાવજે. એજ

લી. ત્હારોજ

"વસંત."

પુત્ર પુરો થયો. સુલોચનાએ તેને સંભાળપુર્વક પેટીમાં મુકયો અને હર્ષપુર્વક ગૃહકાર્યમાં પ્રવૃત્ત થઇ. કારણ કે આજ તેના અંતરમાં આનંદનું પુર આવ્યું હતું.



## પ્રકરણ તેરમું.

### કુરસેનનો અત્યાચાર અને યુદ્ધ આમંત્રણ પત્ર.

### હરીગીત છંદ.

રાજા નથી તે દૈત્ય છે નીજ ધર્મને જે ના ગણે
રૈયત તણા હીત મંત્ર જે મુખથી કદાપી ના ભણે.
જર લોભ અંતરમાં અતી પરનારમાં જેની રતી
પદભ્રષ્ટ થઇ પળવારમાં દુઃખ પામશે તે દુર્મતી—૧
સૌ રાયનો પણ રાય-સરજનહાર બહુ બળવાન છે
અનિતિ થકી ડરનારનું જેની હજુરમાં માન છે.
નિજ વૃત્તિને સંતોષવા કુર કૃત્યમાં જે ધાય છે
ત્યાથી હરિ દરબારમાં ભય દેખીને પસ્તાય છે—૨
અધિકાર ઇશ્વરથી મળ્યો છે રાયને જગ પાળવા
સુખકર થઇ સૌ લોકને નિતિની નજરથી ભાળવા
વ્યાપાર હુન્નર પોષીને જે રંકની રક્ષા કરે
જયકાર તેનો વિશ્વમાં અંતે અમર કીર્તિ વરે—૩
જે રાજ્યમાં સન્માન દેવી સરસ્વતીનું થાય છે
દેશોન્નતિના વિષય કવીયોના મુખે ચર્ચાય છે
એ રામરાજ્ય તણી પ્રજા ઇચ્છે વિજય નૃપનો સદા
કિરતાર કરૂણાળુ બની અળગી કરે સૌ આપદા—૪

મધ્યાન્હ સમય થયો છે. પુરૂષવર્ગ પોતપોતાના ધંધાને લીધે બહાર ગએલ હોવાથી કેટલીક વાતોડી વનીતાઓના આનંદનો

અવધી થયો છે. એક સાર્વભૌમ મહારાણીની સત્તા પણ તેમની અત્યારની સ્વતંત્રતાની હરીફાઇમાં ઉતરી શકે કે નહિ ! એ એક ભયંકર સવાલ છે.

મહાકોર નામની એક મોભાગ્ર બુદ્ધિની અબળાના મકાનમાં પાંચ સાત તરૂણીઓ એકઠી થઇ. કેટલીક અબળાઓ ધણીની ધાકથી પાંદડાની પેઠે ધ્રુજતી હતી તે પણ વિનોદમાં ભાગ લેવાની લાલચે ગૃહકાર્ય પડતું મુકીને આવી પહોંચી.

" બહેનો ! આજ મને એક વિલક્ષણ પ્રકારની ખબર મળી છે. પછી સત્ય હોય કિંવા અસત્ય એ તો ઇશ્વર જાણે ! ! ! સર્વથી પ્રથમ સંતોકબાઇએ મૌનનો ભંગ કર્યો અને મહીલા મંડળમાં અ-જાયબી ઉપજાવનાર વાત રજુ કરી.

બાઇ ! તમારા રસીક રાજ્યદ્વારી માણુસ ! એટલે નગરની કંઇ પણ નવા જુની પહેલાં તમારા કાને સંભળાય. અમારા જેવાં ગરીબને શી ખબર પડે વારૂ ! દેવકોર બાઇએ દાબડી ઉઘાડી છીંક-ણીની ચપટી ભરતાં કહ્યું.

પણ એવી શી અગત્યની ખબર છે ? ઝટપટ કહી દોને ? કે સર્વનાં ઉત્સુક થએલાં અંતર શાંત થાય ? કંઇ ભયસુચક સમાચાર હોય તો સાવધાન રહેવાના ઉપાય આરંભાય ? એક ઉતાવળીયાં બુઢ્ઢી બાઇ બોલી ઉઠયાં.

બહેનો ! મહારાજાના સ્વર્ગવાસ પછી ગામમાં કેટલાય દિવસથી હોહા સંભળાય છે. સ્વરૂપવતી યુવતીઓનાં અંતઃકરણમાં સતિત્વ રક્ષાની બીક હમેશ રહે છે. એવી તરૂણીયો બહુધા ઘરમાંથી બહાર જ નીકળતી નથી એમ કહીયે તોપણ ચાલે ! આ ઉપરથી મને તો

લાગે છે કે એ વાર્તાને લગતીજ કંઇક ઘટના હશે.—એક દીર્ઘદર્શી બાળા ધીમે રહીને બોલી.

ખરૂં પુછો તો બ્હેન! આપણા વણિક મહાજનમાં કંઇ દમજ નથી. નહિ તો બધાય એક સંપ કરી રાજાને પાંસરો તીર જેવો ન કરે! રૈયત વિના રાજા કોના ઉપર રાજ્ય કરશે? માણેકબાઇએ મહાજનની મહત્તા દર્શાવી.

હું તો કહું છું કે આ નગરમાં વધારે વખત રહેવું એ સહી-સલામત ભરેલું નથી. જ્યાં રાજ્યપિતાએજ સ્વચ્છંદી થઇ વ્યભિચાર રૂપી વિષ વ્હાલું કર્યું—અરે પોતાનાં પુત્ર પુત્રી તુલ્ય અબળાઓની આબરૂ લેવાનું પગલું ભર્યું ત્યાં સલામતીની શી વાત કરવી? કેશર-બાઇ ક્રોધથી બોલ્યાં.

પણ બ્હેનો! પુરૂષ વર્ગને આ બાબતની કશી ચિંતા નહી હોય? પોતાની બ્હેન દીકરીઓની લાજ ધોળે દહાડે લુંટાય છે. ઉન્મત અધીકારીઓના અત્યાચારથી પ્રજામાં ચોમેર દયાજનક બુમો સંભળાય છે, આવા ત્રાસ તે બજ્યું કેટલા દિવસ વેઠાય? મોતીબાઇ સુખને લાલચોળ કરી બોલ્યાં.

બ્હેનો! આપણા વિચારોને જરાક આરામ આપી સંતોકબાઇ જે નવી વાત લાવ્યાં છે તે તો સાંભળો! આમ વાતોમાં તો સાંજ પડી જશે અને સ્વામીને ઘેર આવવાનો સમય થશે. પ્રેમકોરબાઇએ પતીની બીકનું દર્શન કરાવ્યું.

ઓય બાપરે! પ્રેમકોર બાઇના પાતિવ્રત્યની તો અવધી! જાણે એમને એકલાંને જ પતી ન હોય! જો જો બેન! વર વર કરીને વરઘેલાં ના થઇ જાઓ. વ્હાલી બાઇએ વિનોદ કર્યો!

આ જુઓને બ્હેન! આપણે તો પતીના આગમનની કે ગમનની એટલી બધી પરવા રાખતાંજ નથી. સીધી રીતે બે વખત રોટલા ને દાળ ખાય! અને પોતાના ધંધામાં પ્રવૃત્ત થાય. પ્રેમકોરબાઇની પેઠે એમ કરતાં ફરીએ તો આઠ દીવસમાં અર્ધા થઇ જઇએ. એક ફુવડે પોતાની બહાદુરી બતાવી.

તમે ગમે તેમ કહો! પણ આપણે તો બ્હેન! પતી એજ જીવન! અને પતીરૂપી પરમાત્માનુંજ પુજન! પતિ વડેજ પ્રેમદાનો સંસાર રળીયામણો જણાય છે. પતિ વીના સ્વર્ગનું રાજ્ય. પણ અકારૂં થાય છે. પ્રેમકોરબાઇએ એક આર્ય રમણીને છાજતાં વચન ઉચ્ચાર્યા.

હવે કૃપા કરી સાંસારિક વિષયની ચર્ચા વેગળી મુકી સંતોકબાઇને બોલવા દોને? નવીન વરના સાંભળવા મારૂં મન તલપાપડ થઇ રહ્યું છે. માણેકબાઇએ પોતાની આતુરતા દર્શાવી.

તુર્તજ "પ્રમદા પાર્લામેન્ટ"માં શાંતતા છવાઇ રહી. સર્વના નેત્ર સંતોકબાઇના મુખનું અવલોકન કરવા લાગ્યાં.

હવે સંતોકબાઇનો વારો આવ્યો તેઓ ગંભીરતા પુર્વક બોલ્યાં– બહેનો! મને જે ખબર મળી છે તે જોતાં હવે આપણ ઉપર આ જુલમી રાજ્યની સત્તા માત્ર ચાર દિવસને માટેજ છે. આજે પ્રભાતમાં રત્નપુરના રાજાનો પત્ર લઇ એક અનુચર દરબારમાં આવ્યો હતો. તેમાં એવા આશયનું લખાણ છે કે–"તમે રાજ્યકર્તા તરીકે કોઇ રીતે લાયક નથી માટે રાજ્ય અમારે સ્વાધીન. કરો અને જો તેમ કરવા ઇચ્છા ન હોય તો આ પત્રને યુદ્ધનું આમંત્રણ સમજી લડવા માટે તૈયાર થાઓ."

આ હકીકત સાંભળી સર્વના મુખપર ભય અને આશ્ચર્યનાં ચિન્હ દેખાવા લાગ્યાં. સંતોકબાઇએ પુનઃ કહેવા માંડયું-બ્હેનો! મને તો એજ ચિંત્તા થયાં કરે છે કે-આ દુષ્ટ રાજાના પાપે બિચારી નિર્દોષ પ્રજાની પાયમાલી થશે. લડાઇ શરૂ થતાં લાખો માણુસો માર્યાં જશે અને રણક્ષેત્રમાં શોણિતની નદી વહેશે. હવે તો પ્રભુ જેની લાજ રાખશે તેની રહેશે. બીજું શું?

" એજ બાઇ એજ." કંકુબાઇએ કપાળે હાથ દઇ કહ્યું.

એ પછી કેટલીકવારે સુંદરીઓની સભા વિસર્જન થઇ.

પ્રિય પાઠક! હવે તમારૂં કલ્પનાયંત્ર રાજ્ય મહેલના એક વિચાર ભુવન તરફ ફેરવો! કુરસેન એક પત્ર લઇ કોચપર બેઠેલો છે. વિચારનો વેગ વધી પડવાથી તેના કપાળપર વારંવાર કરોચલીયો પડતી હતી. વિધાતાદેવીએ જાણે આખા વિશ્વની ઉદાશી તેના ઉપર નાખી ના હોય! એમ જણાતું હતું. નિઃશ્વાસના વ્યાપારને લીધે આસપાસની હવા ઉષ્ણ બની ગઇ હતી. "હાય! હવે મારે કયો માર્ગ ગ્રહણ કરવો?" કુરસેનના મુખમાંથી શોકોદ્ગાર નીકળવા માંડયા. "લડાઇ જાહેર કરૂં તો વિજય મળવાનું એક પણ ચિન્હ નથી. દ્રવ્ય ભંડાર ખાલી થાય અને કદાચ પ્રાણ ખોવાનો પ્રસંગ પણ આવી જાય! ત્યારે શું રાજ્ય મુગરાજને સ્વાધિન કરી તેને શરણે જવું? ના ના! એવી રીતે કાયર બની જીવન બચાવવું તેના કરતાં તો મરણ સહસ્રવાર શ્રેષ્ટ છે. ત્યારે શું આખરે લડાઇ જાહેર કરવીજ પડશે?"

"પ્રાણનાથ! કોની સાથે લડાઇ કરવાની છે? આટલા વ્યાકુળ કેમ બન્યા છો? આ કિંકરીને કહો તો ખરા?" રાણી સુનંદાએ વિચારભુવનમાં પ્રવેશ કર્યો અને ચિંતાનું કારણ જાણવાની જીજ્ઞાસા જણાવી.

સુનંદા એક ઉત્તમ કુળની રાજપુત બાળા હતી. દુર્ભાગ્યવશાત ક્રુરસેન જેવા અત્યાચારી રાજકુમાર જોડે તેનું લગન થયું હતું. ખરેખાત! સુનંદામાં શુભ ગુણનો ભંડાર હતો. તેણે ક્રુરસેનને અત્યાચાર અળગો કરી ધર્મપરાયણ બનવાનું અનેક વખત નમ્ર સુચન કર્યું હતું. પણ પત્થર પર પાણી! રત્નપુરથી રાજ્યદુત આવ્યાના સમાચાર તેણે જાણ્યા હતા, અને તેથી પતીના વિચાર જાણવા તથા બનતું આશ્વાસન આપવા તે વિચારભુવનમાં આવી હતી.

"કોણ! મારી સુનંદા! તું અત્યારે અહીં ક્યાંથી! ક્રુરસેને વિચાર નિદ્રામાંથી જાગ્રત થઇ પશ્ન કર્યો.

સુનંદા—પ્રિતમ! આપના મુખની નિસ્તેજતાથી સ્પષ્ટ જણાય છે કે ચીંતા રૂપી ડાકીણીએ આપના હૃદયને ઘેરી લીધું છે. દાસી તેનું કારણ જાણવા ઇન્તેજાર છે. હુકમની તાએદાર છે.

ક્રુરસેનની સ્થીતી અત્યારે કરૂણાજનક હતી. મહારાજા મુળરાજના પત્રથી તેનાં ગાત્ર શિથીલ થઇ ગયાં હતાં. કારણ કે ક્રુરસેનમાં ક્ષત્રીય વીરતાનો અભાવ હતો. તેણે રત્નપુરથી આવેલો પત્ર સુંનંદાના હાથમાં મુક્યો. સુનંદા વાંચવા લાગી.

રત્નપુર, તા.........૧૯૧૭.

વિમળપુરના ક્રુર મહારાજા ક્રુરસેનની હજુરમાં.

વિ. લખવાનું કે—સ્વર્ગસ્થ ધર્માવતાર મહારાજા કેસરીસીંહના અધીકારમાં વિમળપુરની પ્રજા સ્વર્ગ સુખનો અનુભવ કરતી હતી. કારણકે મહારાજા પ્રજાને પવિત્ર વાત્સલ્ય ભાવની નજરથી જોતા હતા અને હૃદયમાં શ્રીહરીના નામનો ડર રાખી નીતિના સુખદાયક પંથપર પળતા હતા રાજકર્મચારીઓ તરફથી પણ રૈયતને કોઇ પ્ર

નહોતું. મહારાજાની પ્રભાવશીલ રાજકીયતાના પ્રતાપે સર્વત્ર આનંદ ધ્વનીનોજ ગુંજારવ થતો હતો. તમે અનીતિના માર્ગનું અવલંબન કરી તેઓશ્રીની કીર્તિને કલંક લગાડયું છે. પુત્ર પુત્રી સમાન પ્રજાને પરિતાપ આપી પ્રભુના કોપને આમંત્રણ કર્યું છે. તમે વ્યભિચાર જેવા નર્કગામી અત્યાચારમાં પ્રવૃત થઇ એક પવિત્ર રાજકર્તાની ફરજો વિસરી ગયા છો, નીચ ખવાસોના સંસર્ગથી મદીરાપાન આદી ધિક્કાર પાત્ર વ્યસનોના ભોગ થઇ પુર્ણ પ્રમાદી થયા છો. રાજાના મુસ્તકપર પ્રજાના હિત સંબંધી કેટલી જવાબદારી રહેલી છે તેનો તમે સ્વપ્ને પણ ખ્યાલ કર્યો નથી. તમારી આવી સ્વચ્છંદતાનો લાભ લઇ અધીકારી વર્ગ પ્રજાજનોને પીડી પોતાનાં ઘર ભરે છે. અનેક પ્રકારનો ત્રાસદાયક અનાચાર કરે છે! છતાં રાંકડી રૈયતને દાદ કે ફરીયાદ કરવાનું સાધન નથા–અર્થાત ન્યાયમંદીરને તાળાં દેવાયાં છે.

આ ઉપરથી હું–રાજા મુળરાજ તમને સુચન કરૂં છું કે–તમે વિમળપુરના રાજ્ય તખ્તપર વિરાજવા કોઇ રીતે લાયક નથી. તમારા દુષ્ટતા ભર્યા અમલથી પ્રજાના કષ્ટનો હેવાલ અવર્ણનીય થયો છે. અને તેનો પોકાર પરમાત્માના કર્ણ પર્યંત પહોંચી ગયો છે.

પ્રાણાન્તે પણ રૈયતનું રક્ષણ કરવું એ રાજાનો પરમ ધર્મ હોવાથી હું વિમળપુરની પ્રજાને સ્વલ્પ સમયમાં મારા રક્ષણ તળે લઇશ. અને તમને પદભ્રષ્ટ કરી પાપ કર્મના પરિણામનું દર્શન કરાવીશ. જો તમારા મનમાં જીવન બચાવવાની આકાંક્ષા હોય અને બાકી રહેલા દિવસ પ્રભુ ભજન કરી, કરેલાં કુકર્મની ક્ષમા મેળવવામાં ગાળવા હોય તો વગર વિલંબે રાજ્ય મને સ્વાધિન કરો.

અને તેમ કરવાની ઇચ્છા ન હોય તો આ પત્રને યુદ્ધનું આમંત્રણ માની લડાઇ કરવા તૈયાર રહેજો–અમારા અગણીત સૈન્યદળના બળનો સ્વાદ ચાખવા સાવધાન થજો.

લી. રત્નપુર નરેશ–મુળરાજ.

પત્ર વાંચી સુનંદા વિચાર સમુદ્રના તળીયે ડુબી ગઇ. તેણે પત્ર પતીના હાથમાં પાછો આપતાં કહ્યું.—ત્યારે હવે આપ કયા માર્ગનું અવલંબન કરવાની ઇચ્છા રાખો છો ?

કુરસેન—જો મારામાં આ આફતને અળગી કરવાનો ઉપાય શોધવાની શક્તિ હોત તો આમ નિશ્ચેષ્ટ થઇ બેસી રહેત ખરો ?

સુનંદા—પ્રાણનાથ ! નીતિને ન તજવા સંબંધી મારા પ્રથમના શબ્દો યાદ આવે છે ?

કુરસેન—તું આ કષ્ટ કપાય એવી કંઇ યોજના લાવી છે કે પાછલી વાતોની યાદ દેવરાવી મારા દગ્ધ થએલા દિલપર ડામ દેવા આવી છે !

" બાવળનું બીજ વાવતાં વિચાર ન કર્યો અને હવે કાંટા વાગવાનો વખત્ત આવતાં ક્રોધને આધીન શા માટે થાઓ છો ? આપે અનેક બાળાઓના કૌમાર્યનું છેદન કરી તેમના જીવનની ધુળધાણી કરી છે. વિના અપરાધે ધનીક લોકોનું ધન લુંટી લઇ રાજ્યની તીજોરી ભરી છે. રાંકડી રૈયતની કરૂણાજનક ચીસોના ધ્વનીથી શહેરનું વાતાવરણ ચિત્કારમય બની ગયું છે. ઇત્યાદિ આપના અક્ષમ્ય અપરાધોનો બદલો આપવા અત્યારે ઇશ્વરી કોપનું આગમન થયું છે. માટે તમારે કુદરતી શિક્ષા સહન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરવું જોઇએ. " સુનંદાએ દયાને દુર મુકી ભ્રકુટી વક્ર કરીને કહ્યું.

કુરસેનનો ક્રોધ કાબુમાં રહ્યો નહીં. તેણે આમ તેમ નજર કરી પણ સદ્‌ભાગ્યે ત્યાં એક સોટી પણ પડેલી નહોતી. જો કદાચ એક કટાર કે તમંચો હોત તો વિચારભુવન પળવારમાં સુનંદાના રક્તથી રંગાઇ જાત. આમ છતાં તેણે વખતની વિચીત્રતા વિચારી ક્રોધનું કંઇક અંશે શમન કરી કહેવા માંડયું-સુનંદા! તારા કોમળ હૃદયમાં નિષ્ઠુરતાએ કેવી રીતે નિવાસ કર્યો? આવા વિપત્તિના વખતે મને આશ્વાસન આપવાને બદલે વાગ્બાણ મારવાં એ તારા જેવી પ્રેમાળ પ્રમદાને ઘટીત છે?

સુનંદાએ શાંત થઇ કહ્યું-ક્ષમા કરો નાથ! આપના અત્યાચારની સીમાનું ઉલ્લંઘન થએલું હોવાથી મારામાં અવિનયનો આવીર્ભાવ થયો, અને અયોગ્ય વચન બોલાઇ ગયાં. પણ એ તો નીર્વિવાદ છે કે-રાય હોય યા રંક હોય પણ કરેલાં કૃત્યનાં ફળ ભોગવ્યા શિવાય મુક્તિજ નથી. હવે તો આપ હૃદયમાં પવિત્રતાને ધારણ કરો. પાપવૃત્તીને પરહરો અને નીડર થઇ યુદ્ધ કરવાની ક્ષત્રીય રીતિને અનુસરો. એજ ઉચીત માર્ગ છે.

" પણ પ્રિયા! મુળરાજના બળીષ્ટ સૈન્ય આગળ આપણને કેવી રીતે વિજય મળશે? રત્નપુર નરેશ સાથે યુદ્ધમાં ઉતરવું એ કાળને આમંત્રણ કરવા બરાબર છે. માટે મારૂં મન તો એમ કહે છે કે જાણી જોઇને મૃત્યુના મુખમાં પ્રવેશવા કરતાં અહીંથી સહકુટુંબ કોઇ ગુપ્ત સ્થાને પલાયન કરી જવું વધારે હિતકારક છે. જીવતા હોઇશું તો કોક દિવસ રાજ્ય પ્રાપ્ત કરીશું." કુરસેને કાયરના જેવાં વચન ઉચ્ચાર્યાં.

આ સાંભળી સુનંદાનાં નેત્ર લાલચોળ થઇ ગયાં. તેની નસેનસમાં ક્ષત્રીય રક્ત ઉછાળા મારવા લાગ્યું. તેણે તીરસ્કાર યુક્ત વાણીથી

કહ્યું—તમારા જેવા ક્ષત્રીય કુળની ચળકતી કીર્તીને કાળો ડાઘ લગાડનાર નામર્દ નૃપતીઓએજ આર્યાવર્તને અધમ દશામાં નાખ્યો છે. ધન્ય છે મહારાણા પ્રતાપને કે જે યવનનું દાસત્વ ન સ્વીકારવાના ટેકની અચળતા જાળવવા જંગલે જંગલ રખડયો.

પોતાની પત્ની અને પ્રિય બાળકો સહિત ક્ષુધા તૃષાનું કષ્ટ સહન કર્યું !!!

શુરા ક્ષત્રીયો જન્મની સાથેજ મરણથી મૈત્રી કરે છે. શત્રુઓ સાથે રણરંગનો સ્વાદ ચાખવાનો સમય પ્રાપ્ત થતાં તેમના નેત્રમાંથી આનંદનાં અશ્રુ સરે છે. માત્ર તમારા જેવા બાયલાઓજ સમર ભૂમીનું નામ સાંભળી ડરે છે.

શુદ્ધ રાજપુતો શત્રુઓને શીર નમાવવા કરતાં સામી છાતીએ લડી વિજય મેળવે છે અથવા પ્રેમપુર્વક કાળનું શરણ કબુલ કરે છે. શૌર્યને ચ્હાનારી સ્વર્ગની અપ્સરાઓ એવા વીર નરોને વ્હાલથી વરે છે. જ્યારે તમારા જેવા હીચકારાઓનાં મુખ જોતાં પણ તેમને લજ્જા પ્રાપ્ત થાય છે. તમારાં જીંદગી જાળવવાની ખાતર નાસી જવાનાં નીર્લજતા ભરેલાં વાક્ય સાંભળી—સ્વર્ગમાં વિરાજેલા આપણા પુર્વજોનાં હૃદય ચીરાઇ જાય છે. માટે ગુપ્ત સ્થાન શોધી સંતાવાના નીચ વિચારોનો ત્યાગ કરી સૈન્યને સજ્જ કરવા સેનાપતિને આજ્ઞા કરો. મારાં વચનોથી તમારા હૃદયમાં ક્રોધનો અગ્નિ પ્રજ્વલિત થયો થયો હોય તો લ્યો આ કટાર ! મારા શોણીતનું સીંચન કરી તેને શાંત કરો !!! એમ કહી વીરબાળાએ ક્રુરસેન તરફ એ કટાર ફેંકી.

સુનંદાનાં આવાં વિરતા ભર્યાં વચન સાંભળી ક્રુરસેનને પોતાના પુર્વજોના પરાક્રમનું કંઇક ભાન થયું. અને એક અબળા જાત

પોતાની કાયરતા અને મુર્ખતા ભર્યાં આચરણપર ફીટકારનો વર્ષાદ વરસાવે છે એ જોઇ તેનું મુખ મ્લાન થયું. તેણે સુનંદાને સ્નેહ-પુર્વક કહ્યું ! શાંત થા ! વીર રમણી ! શાંત થા ! તારાં વચનના પ્રહારથી મારી ઘોર નીંદ્રા ઉડી ગઇ છે. સમસ્ત રાજ્યના અને માના વિનાશકારી વખતને આમંત્રણ કરનાર હુંજ છું. એવી મારા અંતઃકરણમાં તીવ્ર લાગણી થઇ છે. મારાં ઘોર કૃત્યની ક્ષમા મેળવવા હવે હું થોડા સમયમાં પ્રભુનું શરણુ ગ્રહીશ. દેવી ! ક્રોધનો ત્યાગ કરી મારા પ્રત્યે જરાક મિષ્ટ નજરથી નીહાળો !!!

જેમ ચિંતામણીના શબ્દ બાણુથી બિલ્વમંગળના વિષયપ્રિય હૃદયમાં પવિત્રતાએ પ્રવેશ કર્યો હતો તેવીજ રીતે શુભ સંસ્કારી બાળા—સુનંદાનાં વજ્ર જેવાં વચનોવડે કુરસેનનું હૃદય વિંધાઇ ગયું હતું. પાપવૃત્તિનું પરિવર્તન થએલું હોવાથી અત્યારે તે પશ્ચાતાપના અનલમાં બળતો હતો.

પવિત્ર પ્રમદાએ સ્વામીના મુખપર નિર્દોષતાની અલૌકિક છાયા અવલોકી અને આશ્વાસન સૂચક સ્વરે કહ્યું—પ્રાણુનાથ ! આપને પવિત્રતાના રૂપમાં પરિવર્તીત થએલા જોઇ હું મારાં ધન્ય ભાગ્ય માનું છું. હવે વિલંબ ન કરતાં મુળરાજપર યુદ્ધનું આમંત્રણ સ્વી-કાર્યાના આશયનો એક પત્ર મોકલી આપ રણુક્ષેત્રમાં ઉતરવાની તૈયારીઓ કરો તો વધારે ઉચીત.

સુનંદાની સુચનાને લક્ષમાં લઇ કુરસેન દરબારગઢમાં ગયો, અને સુનંદા વિલક્ષણુ પ્રકારના વિચાર પ્રદેશમાં ભ્રમણુ કરતી ત્યાંજ બેસી રહી.

## પ્રકરણ ૧૪ મું.

### સ્વામી દ્રોહીનો દેહાન્ત.

થઇ લોભને વશ દુષ્ટ જે માલીક થકી છળ આદરે
નેકી તજી અનીતિ સજી અપકૃત્યમાં પગલું ભરે
સંસાર સ્વપ્ન સમાન છે એ વાત વિસરી જાય છે
મૃગજળ સમું સુખ જોઇને મનમાં બહુ મલકાય છે. ૧
બાંધી વિચાર હવેલીયો રહેવા તણી ઇચ્છા કરે
પાણી વલોવી, આશ, માખણ પામવા અંતર ધરે
કંચન તણો ઢગ જોઇ પાપી બાથ ભરવા જાય છે,
પણ પેખતાં ફણીધર ફુંફાડા કાય થરથર થાય છે. ૨
કરી શત્રુતા સંતોષથી વૈભવ થકી લલચાય છે,
પરવશ થતાં જર જોઈ! દિલ દુષ્કર્મમાં દોરાય છે;
પરિણામમાં પરિતાપ છે! એ લક્ષ ના લેતો જરી.
ઘેલો બનીને ગર્થમાં હા! પાપની પેટી ભરી. ૩
કિરતાર કેરા કોપની જે સમય વૃદ્ધિ થાય છે,
શિક્ષા તણા વન્હી મહીં શયતાન સળગી જાય છે;
છે સત્યનો જય અંતમાં પ્રભુ સત્યની વ્હારે ચડે.
વ્યવહાર ચાલે વિશ્વનો જો! સત્યના પરિમળ વડે. ૪

રાત્રી દેવીનો પ્રારંભ થઇ ચુક્યો છે. વિમળપુર શહેરની બહારના જંગલમાં અત્યારે અલૌકીક પ્રકારનો દેખાવ થઇ રહ્યો છે. નિર્જન અને ભયંકર સ્થળમાં મનુષ્યોનો કોલાહલ અને દીપકનો ઝગઝગાટ જણાય છે. રત્નપુર પતીને ક્રુરસેન તરફથી લડાઇ જાહેર

કરવાનો પ્રત્યુત્તર મળવાથી તેણે બળિષ્ટ સૈન્ય સહીત વિમળપુરની બહાર પડાવ નાખ્યો છે. સૌ સૌના અધીકારને છાજતી શોભાવાળા તંબુ તણાયા છે. મહારાજા મુળરાજનો તંબુ ઇંદ્રભુવનનો ભાસ કરાવે છે, અરણ્ય છતાં ત્યાં ફર્નીચર આદિ અનેક પ્રકારના વિલાસની વસ્તુઓ દ્રષ્યમાન થાય છે. ત્યાંથી થોડેક દૂર સેનાપતિ સામંતસિંહનો તંબુ છે.

સામંતસિંહ અત્યારે કોઇ ઉંડા વિચારમાં પડેલો હોય એમ જણાય છે. પ્રિય પાઠકો ! તમારે તેના વિચાર જાણવાની જીજ્ઞાસા છે ? અહા ! સામંતસીંહના હૃદયમાં ઘણા વખતથી નૃપતીનું પદ પ્રાપ્ત કરવાની ઇચ્છા જન્મ પામી છે. પોતાના હોદ્દાના પ્રમાણમાં માન, મરતબો અને દ્રવ્ય સંપાદન થયા છતાં અસંતોષ રૂપી શત્રુએ તેને નીતિના પંથપરથી ખસેડી દીધો છે. "ગમે તેટલો અધીકાર પણ આખરે તો હું નોકરજ છું, રત્ન જડીત્ર તખ્તપર વિરાજ્યા વિના સંપુર્ણ સત્તા અને સ્વાતંત્ર્યનો સ્વાદ મળનાર નથી. માટે જીવના જોખમે પણ મારે એ સ્વર્ગ સુખ મેળવવા યત્નશીલ થવું જોઇએ" ઇત્યાદિ પ્રકારના નીચ વિચારોએ તેના મગજને ઉચ્છૃંખલ બનાવી દીધું છે. વિચારના પ્રવાહમાં બે ત્રણ કલાક નીકળી ગયા. તંબુમાં તેની વિરપત્ની વીરમતી હતી. તે પણ નિંદ્રાધીન થએલી જણાઇ. સામંતસિંહે એક વખત ચારે તરફ દ્રષ્ટિ ફેંકી. સર્વત્ર શાંતી દેવીના આધિપત્યનું અવલોકન થયું. અનેક વિચારને અંતે સામંતસિંહે ગાદીપતી થવાની મનેચ્છા પાર પાડવા કુરસેન પર એક પત્ર લખવાનો પ્રારંભ કર્યો.

અનેક સામંત શિરોમણી વિમળપુર પતી મહારાજા કુરસેનની સેવામાં લી૦ રત્નપુર સેનાપતી સામંતસિંહના દંડવત સ્વીકારશો.

વિ. વિ. કે—અમારા મહારાજા મુળરાજે કંઇ પણ સબળ કારણ વિના તમારા પર ચઢાઈ કરી છે, એ જોઇ મને અત્યંત લાગણી થાય છે. પોતાના પરાક્રમનો ગર્વ ધરી, સુસ્નેહ શાંતિનો ભંગ કરી અનેક અમૂલ્ય જીવનના વિનાશના ઉત્પાદક થવું એ એક ધર્માવતારી રાજાને છાજતું વર્તન નથી. મારા મન્તવ્ય પ્રમાણે તો મહારાજા મુળરાજે તમારા સૈન્યની નિર્બળતા લક્ષમાં લઇ રાજ્યવૃદ્ધિને માટેજ આ ભયંકર યુદ્ધ ઉપસ્થીત કર્યું છે. પરંતુ મને આપની કદ્રદાનીનો કંઇક અનુભવ હોવાથી, આપનો પરાજય ન થાય એવી કંઈક અલૌકિક યુક્તિ યોજવી એ મારો પરમ ધર્મ હોવાથી આ પત્ર લખવાની ફરજ પડી છે.

રત્નપુરનું સૈન્ય ખરેખાત પૃથ્વીને પરાજીત કરવાનું સામર્થ્ય ધરાવે છે. પરંતુ તે સર્વ મારા અંકુશમાં છે. મારા પ્રત્યે સર્વનો પ્રભુ સમાન પૂજ્યભાવ છે અને પ્રાણાન્તે પણ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરે તેમ નથી. તેથી હું મારા સૈનીકો સાથે ગુપ્ત રીતે તમને મળી જઇશ. એટલે વિમળપુરના કિલ્લાપર સ્વલ્પ સમયમાં વિજય પતાકા ફરકશે અને અભીમાનમાં અંધ થએલ રત્નપુર નરેશને ચિરકાલીન શાંત નીંદ્રા પ્રાપ્ત થશે. આમ કરવામાં મારા સ્વાર્થની પણ એક અપુર્વ સિદ્ધી સમાએલી છે. અર્થાત રત્નપુરનું રાજ્ય મારા સ્વાધિનમાં આવશે, મારી રાજ્યછત્ર ધારણ કરવાની ઘણા દિવસની આકાંક્ષા તૃપ્ત થશે અને તમારા રાજ્યની તથા જાનમાલની હાની થતી અટકશે. એમ ઉભય પક્ષને લાભ હોવાથી મને આશા છે કે આ યોજના આપને અત્યંત આવકારદાયક નીવડશે. એજ અરજ પ્રત્યુત્તર સત્વરે આપશો.

લી૦ સેવક સામંતસિંહના દંડવત માન્ય કરશો,

પત્ર લખાઇ રહ્યો. પ્રભાતમાં તેને કોઇ વિશ્વાસુ સૈનીક સાથે પહોંચાડવાનો વિચાર કરી ટેબલના ખાનામાં મુક્યો. પછી દીપક બુઝાવી પલંગપર પડયો અને કેટલીક વારે ગાઢ નિંદ્રાને આધિન થઈ ગયો.

જે વખતે સામંતસિંહે પોતાની પત્ની વિરમતીને નિંદ્રાધીન અવસ્થામાં અવલોકી પત્ર લખવાનો પ્રારંભ કર્યો હતો, તે વેળા ખરૂં જોતાં તે જાગતી જ હતી. પતિને ગંભીર વિચારમાં નીમગ્ન જોઇ તેનું કારણ જાણવા આતુર થએલ અબળા અર્ધવિકસીત નેત્રે સર્વ ચેષ્ટા નીહાળતી હતી. અહા ! વીરમતી અત્યારે દીપકના મંદ પ્રકાશમાં પત્ર વાંચી રહી છે. તેના મુખપર ક્રોધ અને તીરસ્કારની છટા છવાઇ ગઇ છે. મુખમાંથી નીકળતા નિઃશ્વાસમાં ક્રોધાગ્નિનું મીલન થવાથી તંબુમાં પણ કંપનો આવીર્ભાવ જણાય છે. વીરાંગનાએ મન સાથે કંઇક દ્રઢ સંકલ્પ કરી પત્રને કંચુકીના ગજવામાં મુકી દીધો અને પલંગ પાસે જઇ પતીને જાગૃત કર્યો.

સામંતસિંહ આંખો ચોળતો આશ્ચર્ય દર્શાવી બોલ્યો–કોણ વીરમતી ! આટલી મોડી રાત્રે મને મધુર નીંદ્રામાંથી કેમ જગાડયો? તારી પ્રકૃતી તો સ્વસ્થ છે ને ?

વીરમતી વિકટ હાસ્ય કરી બોલી—મારી પ્રકૃતી તો સર્વ પ્રકારે સ્વસ્થ છે. પરંતુ રાજ્ય તખ્તપર આરોહણ કરવાના વિચારોએ તમારા હૃદયમાં હર્ષનું પુર આણી મસ્તિષ્કને તરંગના રંગથી રંગી દીધું હોય તો કોણ જાણે ! ! !

સામંતસિંહ—વિરમતી ! તું બોલે છે કે બકે છે ? હું તો ધારૂં છું કે હજુ તું ઉંઘમાં જ છે. જળ લઇને જરાક નેત્ર અને મુખનું પ્રક્ષાલન કરી આવ. પછી જે કહેવું હોય તે કહે !

વીરમતીએ પત્ર બતાવી કહ્યું—મારાં શાણા સરદાર! વાક્ ચાતુર્ય જવા દયો અને આ પત્ર લખવાની નીચતા તમારા હૃદયમાં કેમ પ્રવેશી? એ વાત થવા દયો. પત્ર જોઇ સામંતસિંહના પગ નરમ થઇ ગયા તેણે કંઇક ભયયુક્ત સ્વરે કહ્યું-હળવેથી બોલ! વીરમતી! ઘાંટા કાઢીશ નહિ. હું હવે તને સર્વ હકીકતથી વાકેફ કરૂં છું.

વીરમતી—મેં આ પત્રનું બારીકીથી નીરીક્ષણ કરેલું હોવાથી તમારે માહીતગાર કરવાની મહેનત લેવી પડશે નહિ. હું એજ જાણવા માગું છું કે ક્ષણ ભંગુરજીવનના મોહમાં અંધ થઇ પોતાના પાલકનો વધ કરવાનું કાવત્રુ રચતાં તમને કંઇપણ લાગણી ન થઇ? ઉચ્ચકુળમાં જન્મ લઇ અધમ કૃત્ય કરતાં કીર્તીને કલંક લાગવાની બીતિ પણ ન જણાઇ?

સામંતસિંહ—મારી મનમોહક? તને રાજ્યરાણી બનાવવાની પ્રબળ ઉત્કંઠાએ સ્વામી દ્રોહનો માર્ગ સુઝાડયો છે પણ તેમાં આશ્ચર્ય જેવું કંઇ જ નથી. રાજ્ય લોભ એ એવી વસ્તુ છે કે-વખત આવ્યે પુત્ર પિતાનું ખૂન કરવા પણ ચુકતો નથી. સ્વાર્થ સાધવાના સમયે પિતા-પુત્રનો, પ્રિતમ પ્રમદાનો, ભાઇ ભગીનીનો ઇત્યાદિ સર્વ સંબંધ વિસરી જવાય છે. મને તો આ સમસ્ત સંસાર સ્વાર્થનુંજ ભજન કરતો હોય એમ જણાય છે. એ સિદ્ધાંતને અનુસરતાં મારૂં આચરણ કોઇ રીતે અનુચીત નથી.

વીરમતી—સ્વામી ભક્તિના સ્વર્ગીય પંથને પરહરનાર પતિ! મને એજ આશ્ચર્ય થાય છે કે-તમારા મુખમાંથી આવાં વિપરીત વચન નીકળતા પહેલાં પરમાત્માએ તમારી જીવ્હા કેમ બંધ ન કરી? અરે પૃથ્વીદેવીએ પોતાના વિશાળ ઉદરમાં તમને કેમ ન લઇ લીધા?

હાય ! જેના અન્નવડે દેહનું પોષણ થયું છે, જેની કૃપાના પરિણામે સેનાપતીનું માનવંતુ પદ પ્રાપ્ત થયું છે, તેનોજ વધ ! ધિક્કાર છે ! ફિટકાર છે ! સ્વામી ! આવા ઘાતકી કૃત્યને માટે પ્રભુના ન્યાયી દરબારમાં તમારે ત્રાસદાયક કષ્ટ વેઠવું પડશે.

સામંતસિંહ કડક અવાજ કરી બોલ્યો—વીરમતી ! તુ સભ્યતાથી વાત કર ! વિનયનો ભંગ કરવાથી મારા કોપને પાત્ર થઇશ.

વીરમતી—તમારા જેવા નીચ મનુષ્યના કોપની મને જરા પણ દરકાર નથી.

સામંતસીહ—પણ એ વાત તારે ન વીસરવી જોઇએ કે હું તારો સ્વામીછું. મારી આજ્ઞાનુસાર વર્તવા તું જીવન પર્યંત બંધાયલી છે.

વીરમતી—અરે મુર્ખના સરદાર! આ તમે શું બોલો છો ? મારે તમારી આજ્ઞાને અભીવંદન કરવું જોઇએ. પરંતુ તે એવી હોવી જોઇએ કે જેમાં અનીતિનો અંશ પણ ન હોય ! નર્કના માર્ગનું નીદર્શન કરાવનારી તમારી નીચ આજ્ઞાઓ ઉઠાવવા હું કદાપી બંધાએલી નથી. મનુષ્યના હૃદયની પવિત્રતાપર સૃષ્ટિમાં કોઇની સત્તા ચાલી શકતી નથી. વળી તમે સ્વધર્મથી ચલીત થએલા હોવાથી હવે હું તમને મારા પતી તરીકે ગણુતી નથી.

સામંતસીંહ—વીરમતી ! જો ચાર દિવસ વધારે જીવવાની ઇચ્છા હોયતો તારી કાતર જેવી જીભને બંધ કર ! અક્કલ વીનાની વનીતા ! સ્વર્ગ નર્કના વિચાર કરી હાથે ચડેલો દાવ ગુમાવવો એતો વેદાંતી પશુઓનું કામ છે. માટે નાહક જીવનની હાની કર્યા વીના મારા મતને અનુકુળ થઇ જા. મરતાં મરતાં એક વખત

મહારાણી પદે વિરાજવાનો લ્હાવો લઇજા! પ્રભુનો દરબાર, યમ ભય, સ્વર્ગ નર્ક ઇત્યાદિ ભ્રમણતાઓ કાયર પુરૂષોના મગજમાંજ ઉદ્ભવે છે. ખરૂં જોતાં તેમાંનું કંઇજ નથી.

આ સાંભળી વીરમતીનાં નેત્રમાંથી અગ્નિ વર્ષવા લાગ્યો. તેણે પોતાની પાસે છુપાવી રાખેલું ખંજર બહાર કાઢ્યું. અને ચંડીકા સમાન સ્વરૂપ ધારણ કરી બીવણુ અવાજે કહ્યું—પ્રભુના ડરને પણ ન ગણનાર નરાધમ! આ ચળકતું ખંજર જોઇ તને કંઇ ભય લાગે છે?

પ્રાણહારક શસ્ત્ર જોઇ સામંતસીંહ આંખો ફાડી બોલ્યો—આ શું વીરમતી! તારા હાથમાં આ સમયે ખંજર શા હેતુથી દેખાય છે!

વીરમતી—આ ખંજર એક શક્તિ તરીકે લેખાય છે, અત્યારે તે તારા પ્રાણને પરલોકમાં લઇ જઇ ઇશ્વરી સત્તાની મહત્તા મનાવવા આતુર થએલું જણાય છે. પાપવૃત્તીમાં પાય ધરનારને પશ્ચાતાપનો સાક્ષાત્કાર કરાવવા ઉત્સુક બનેલું અવલોકાય છે.

સામંતસીંહ—ત્યારે શું તું મારૂં ખુન કરીશ?

વીરમતી—હા! પવિત્ર રાજપુત જાતીને લાગતા કલંકનો પ્રતિકાર કરવા તને કીરતારની સમક્ષ હાજર કરીશ.

"મારો જાન લેતાં કદાચ તું મરણ ને શરણ ન થાય તેની સંભાળ રાખજે" એમ કહી સામંતસીંહે એકદમ પલંગપરથી છલંગ મારી વીરમતીનો ખંજરવાળો હાથ પકડી લીધો. પરંતુ વીર બાળાએ તત્ક્ષણ ચાતુર્ય પુર્વક ખંજરને બીજા હાથમાં લઇ લીધું અને સામંતસિંહની છાતીમાં ભોંકી દીધું. બસ! થઇ ચુક્યું!!! આસપાસની જમીન રક્તથી તરબોળ થઇ ગઇ. સામંતસીંહ એક કારમી

ચીસ પાડી પૃથ્વીપર પટકાઇ પડયો, અને બે ત્રણ પળમાં તેના રાજ્ય લોભી આત્મા અવીનાશીની ઓળખાણ કરવા ચાલ્યો ગયો.

ભયંકર ચિત્કાર ધ્વનીથી જોતજોતામાં ત્યાં અનેક સૈનીકો એકઠા થયા. કોલાહલનું કારણ જાણવાની આતુરતાએ મહારાજાને પણ ત્યા ઉપસ્થિત કર્યા. વીરમતીએ પત્ર દર્શાવી વીરતાયુક્ત વાણીએ સર્વ હકીકત નીવેદન કરી. એજ પળે મહારાજા સુદ્ધાંત સર્વના મુખમાંથી એજ ઉદ્‌ગાર સ્રવવા લાગ્યા કે–" ધન્ય છે ! આર્ય રમણી ! તમે દૈવી ગુણથી અલંકૃત છો. તમારા હૃદયની પવિત્રતાનો પ્રભાવ જગતવંદ્ય છે. દેવી ! સુર્ય ચંદ્ર તપશે ત્યાં સુધી સૃષ્ટિમાં તમારી કીર્તિનાં ગાન થશે. "

વીરબાળાએ યુદ્ધનો અંત આવ્યા પછી કાશી નીવાસ કરી શેષ જીવન સરજનહારની સેવામાં વ્યતીત કરવાની વાંચ્છના મહારાજા આગળ વ્યક્ત કરી. રત્નપુર પતીએ પ્રેમ પુર્વક તે ઇચ્છાને અનુમતી આપી.

એ પછી સામંતસીંહના મૃદ્દેહને અગ્નિ સંસ્કાર કરાવ્યો, અને સૌ વીરમતીની વાહવાહ બોલતા પોતપોતાને સ્થાને ગયા.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### રણક્ષેત્ર.

શુરવીર જનો રણક્ષેત્રમાં ઉલ્લાસમય થઇ પરવરે,
તજી મોહ માતપિતા તણો રણમાળ કંઠ વિષે ધરે;
સુત ભ્રાત કે પ્રિય ભામિનીમાં લેશ ના મન લાગતું,
સંહારવા દળ શત્રુનું અત્યંત ઉર ઉત્સુક થતું. ૧

ચળકાટ જ્યાં અસીધારનો જયમ વીજ નભમાં થાયછે!
કાયર નરોનું કાળજું તે જોઇ ફાટી જાય છે;
કરી ગર્જનાઓ કારમી યોદ્ધા ધુમે ઉમંગથી,
શોણીતની સરિતા વહે છાંટો કરૂણાનો નથી. ૨
આકાશમાં સુર બાલિકાનો સાથ હા! કેવો દિસે,
વિરક્ષત્રીને વરવા તણી ઇચ્છા કરે અંતર વિષે;
છે ધન્ય તેના જન્મને જે શૌર્યથી રણમાં લડે,
સલુણી મળે સુરલોકની! સુખ શ્રેષ્ટ સૌથી સાંપડે. ૩
રણધિર મહારથીઓ સદા સંસારમાં પુજાયછે.
દેવેન્દ્રના દરબારમાં સન્માન તેનું થાયછે;
જે ભાગ્યશાળી ભામિની પામી હશે આવો પતી,
કળિ ના શકે જન કોઇ, એ અબળા તણા સુખની ગતી. ૪

પ્રિય પાઠકો! આપને રણક્ષેત્ર જોવાનો ઉમંગ છે? હોય તો આવો? વિમળપુરની આસપાસના પ્રદેશ તરફ દ્રષ્ટિ કરો! અહા! અનેક સૈનીકો અશ્વારૂઢ થઇ પોતાનું શૌર્ય દર્શાવી રહ્યા છે. તેઓ મરણના ભયની લેશ પણ પરવા કરતા નથી. મુળરાજના રાજ્યદ્રોહી સેનાપતિ સામંતસિંહનો વધ થવાથી તેણે રણધીરસીંહ નામના એક વીર રાજપુતને ઉક્ત સ્થાને નીયત કર્યો છે. કુરસેનની પક્ષમાં સુમનસિંહ નામનો ક્ષત્રીય ઉત્સાહ ભર્યો ભાગ લે છે. સર્વ કોઇ તેની યુદ્ધ કુશળતાની મુક્ત કંઠે પ્રશંસા કરે છે. સુમનની તરવાર ઘણીજ ચપળતાથી ફરે છે, અને શત્રુ પક્ષના યોદ્ધાઓનો જોત જોતામાં પ્રાણ હરે છે!

બરાબર સાત દિવસ યુદ્ધ ચાલ્યું. મુળરાજે ઘણી બહાદુરી બતાવી. પરંતુ સુમનસિંહના શૌર્ય આગળ તેનું કંઇ ચાલ્યું નહી. હવે

મુળરાજ ઘણો ક્રોધે ભરાયો. તેણે પોતાનો અશ્વ એકદમ ક્રુરસેન તરફ મારી મુકયો. આ જોઇ સુમનસિંહે રણધીર તરફ પોતાનો અશ્વ દોડાવ્યો. એક બાજુ બંન્ને રાજ્ય છત્રધારી વચ્ચે પરસ્પર પ્રાણ ઘાતક શસ્ત્ર ફેંકાય છે, અને બીજી બાજુ બંન્ને સેનાપતી વચ્ચેના દારૂણ યુદ્ધથી અવની કંપાયમાન થાયછે. ઉભય પક્ષના અસંખ્ય યોદ્ધા શૌર્ય દાખવી સ્વર્ગમાં ગયા. પણ કોઇએ કાયરનું અનુકરણ કરી પુઠ દેખાડી નહી. રણધીરસીંહના શસ્ત્ર પ્રહારને સુમન ચાતુર્ય પુર્વક ચુકવે છે. એટલામાં લાગ જોઇ સુમને રણધીરપર એક એવું બાણ ફેંકયું કે તેનું હ્રદય ભેદાઇ ગયું. સેનાપતી રણધીરનો પ્રાણ પરલોકમાં ચાલ્યો ગયો. આ જોઇ મુળરાજની ક્રોધ જ્વાળા આકાશમાં ઉડવા લાગી. તેણે બહુજ બળ પુર્વક ક્રુરસેનપર આક્રમણ કર્યું. અનેક જખમને લીધે ક્રુરસેનના અંગમાંથી રૂધીરની ધારાઓનું વહન થવા લાગ્યું. એટલામાં તુર્તજ ચાર અંગ રક્ષકો તેને વીજળીની ઝડપે ઉપાડી તંબુમાં લઇ ગયા. પણ ત્યાં તેણે થોડીવારમાં દેહ મુકયો.

સાયંકાળ થઇ ગયો છે. ઉભય પક્ષના યોદ્ધાઓ યુદ્ધ ભુમીનો ત્યાગ કરી પોતપોતાના તંબુમાં બેઠેલા છે. ક્રુરસેનના મરણ પછી વિમળપુરના તખ્તનો ખરો વારસ કોઇ ન હોવાથી રાણી સુનંદાએ રાજ્યનો ભાર મુળરાજના શીરપર સોંપી પોતે કાશી નિવાસ કરવાનો વિચાર કર્યો. કારણ કે એક પ્રજાપાલક રાજા તરીકે મુળરાજ સર્વત્ર પંકાયો હતો. પોતાનો આ વિચાર અમલમાં લાવવા મહારાણીએ મુળરાજને માન સહિત પોતાના તંબુમાં આમંત્રણ કર્યું.

આતિથ્ય સત્કારનો વીધી પૂર્ણ થયા પછી સુનંદાએ ગંભીર મુદ્રાથી મુળરાજને ઉદ્દેશી કહેવા માંડયું—મહારાજા ! યુદ્ધમાં મારા સ્વા-

મીનો પરલોકવાસ થવાથી આ રાજ્યકાજમાં તેમજ સંસારના કંઇ પણ વ્યવ્હારમાં મારૂં ચીત લાગતું નથી. હવે તો મારી બાકી રહેલી જીંદગી પ્રભુ ભજનમાં જાય એવા ઉદ્દેશથી હું શ્રી કાશી નીવાસની ઇચ્છા રાખું છું. તો કૃપા કરી વિમળપુરના રાજ્યને આપના કરતલ લ્યો. મને પુર્ણ રીતે ખાત્રી છે કે–મારી પ્રજાનું આપ પુત્ર પુત્રી પેરે પાલન કરશો.

મુળરાજ—દેવી! પ્રજા મને પ્રાણથી પણ વધારે પ્રિય છે. તેથી એ બાબતની લેશ પણ ચીંતા ચીતમાં ન ધરશો. હું આ ક્ષણે ધર્મ પુર્વક પ્રતિજ્ઞા કરૂં છું કે–રત્નપુરની રૈયત પેઠે આ નગ્રના લોક સુખ-માટે હું સતત પ્રયત્નશીલ થઇશ. પણ રાણી! તમારી જ આકૃતીના સુમનસિંહ નામક શુરવીર સેનાપતી અહીં કેમ દેખાતા નથી? તેમનું યુદ્ધ કૌશલ્ય જોઇ હું મુગ્ધ થયો છું. સ્વમુખે તેમની પ્રશંશા કરવાની મારી પ્રબળ આકાંક્ષા છે. તો કૃપા કરી મને તેમના દર્શનનો લાભ આપશો.

સુનંદા—નૃપેન્દ્ર! સ્વરૂપ ધારી સુમન આપની સમક્ષ ઉભેલ છે. સ્વરાજ્યની રક્ષા માટે યુદ્ધમાં ઉતરવાની ફરજ પડી હતી. પ્રજાના કલ્યાણ માટે પ્રાણાન્ત કષ્ટ પણ સહન કરવું, એ રાજ્ય પાલકનો પરમ ધર્મ હોવાથી પ્રશંશા કરવાનું કંઇ પ્રયોજન નથી.

મુળરાજ—ક્ષત્રીયોના હૃદયમાં શૌર્યની અલૌકિક છાપ પાડનાર રમણી! ધન્ય છે તમારી વીરતાને! તમે અબળા નહી પણ ભારત વર્ષના વિજયની ધ્વજા ફરકાવનાર દેવી છો! વળી વિમળપુરની પ્રજાના રક્ષણનો ભાર મારે માથે સોંપી, એક ન્યાયશીલ નૃપતી તરીકે મારી જે કદર કરો છો તેને માટે પણ તમને સહસ્ત્રવાર ધન્યવાદ ઘટે છે. વીરબાળા! અવીચળ સુખનું પાન કરાવનાર અવીનાશીના ચર્ણ કમ-

ળમાં ચિત પરોવવાની તમારી ઉત્કૃષ્ટ આકાંક્ષા સુખેથી તૃપ્ત કરો. વળી વિશેષ ખુશી થવા જેવું એ છે કે-કાશીએ જતાં તમારી સાથે એક દૈવીગુણ મંડીત સહચરી પણ તૈયાર છે.

તે કોણ છે! સુનંદાએ અજાયબ થઇ પુછયું.

મુળરાજ—મારા રાજ્યદ્રોહી સેનાપતીની પવિત્ર પત્ની વીરમતી! પતીની અનીતિ કુળને કલંકકારી ભાસવાથી પોતાના જીવન સુખની લેશપણ પરવા કર્યા વિના ખંજર વડે તેના પ્રાણ લીધા! અહા! ક્ષત્રીય જાતીપર આવતી નામોશી અટકાવવાની ખાતર રાજ્ય લોભને તીલાંજલી આપી પોતાના સૌભાગ્યને નષ્ટ કર્યું. કેટલું નૈતીકબળ!!!

સુનંદાના મુખમાંથી ધન્યવાદના ઉદ્દગાર નીકળી પડયા. કેટલાક દિવસ પછી મુળરાજને રાજ્યની સંપૂર્ણ રીતે સુંપરત કરી, સુનંદા વીરમતી સાથે કાશી નીવાસ માટે નીકળી પડી.

## પ્રકરણ ૧૬ મું.

### પ્રિયુ મીલન.

પરદેશથી પ્રિયતમ લખે! પ્રિય પ્રાણ શોક નિવારજે,
આવું હવે ઝટપટ અહા! કે હર્ષ ઉરમાં ધારજે;
વિરહી હૃદય મગશે પ્રિયા! આરામ અંતરમાં થશે,
કારી જખમ જુદાઇના પ્યારી મિલનથી રૂઝશે. ૧
ઘડીયો ગણે ગજ ગામિની! અત્યંત આતુર થાયછે,
સુંદર સજે શણગાર! મુખ લાલાશમય દેખાય છે;
બેઠી વનીતા બારણે વાટો જુએ વ્હાલા તણી,
ચાતક જુએ જ્યમ મેઘને! વ્યાકુળતા અંગે ઘણી. ૨

જો જો ! પધાર્યા નાથ ! દિન દારા ઉપર લાવ્યા દયા,
સંતાપ અંતરના શમ્યા ! ગ્રહ પાંશરા મારા થયા;
પતિ ચરણુમાં શિર નામીને વંદન કર્યું બહુ વ્હાલથી,
સન્નારીઓ સમજો ! ખરે ! સુખ સ્વર્ગમાં આવું નથી. ૩
માળા મનોહર પુષ્પની કરજોડીને કંઠે ધરી,
ભોજન જમાડયું ભાવથી ! વાયુ તણી વૃષ્ટી કરી;
પછી પ્રેમથી પરદેશના સુખ દુખની વાતો કરી,
છે ધન્ય તમને દંપતી ! કિરતાર કરૂણા ઉતરી. ૪

પ્રિય વાંચકો ! આજે વસંતલાલ ઘેર આવવાનો છે. સુલોચનાના હૃદયમાં હર્ષ સમાતો નથી. તેણે અંગપર ઉત્તમ પ્રકારનાં વસ્ત્રાભુષણ પરિધાન કર્યાં છે. અહા ! યુવતી આતુરતાથી વ્હાલાની વાટ જુએ છે. વારંવાર ગૃહ દ્વાર ભણી ડોકીયાં કરે છે. કેટલીકવાર રાહ જોવરાવી વસંતલાલે ઉલ્લાસમય મુખે ગૃહમાં પ્રવેશ કર્યો. બન્ને પ્રેમી હૃદયનો પરસ્પર મેળાપ થયો. સુલોચનાએ સ્વામીને સ્નેહપુર્વક વંદન કર્યું, અને ચરણની રજ લઇ માથે ચડાવી દંપતીનાં નેત્ર હર્ષાશ્રુથી ભરાઇ ગયાં. અહા ! વિરહના અગ્નિમાં દગ્ધ થએલાં હૃદયને પ્રેમી જનનો મેળાપ કેટલો સુખકર થાય છે ? અંતરનો દાહ કેવી અલૌકિક રીતે શાંત થાય છે !

“ મ્હારા પ્રાણ ! આજે જોકે તેં સુંદર વસ્ત્ર શણગાર સજ્યાં છે, છતાં તારા દેહની દુર્બળતા છુપી રહી શકતી નથી. યૌવનના મદમાં મ્હાલતા શરીરની આ અવસ્થા ? સેવકના રમણુમાં એક પ્રકારનો યોગ ધારણ કર્યો છે. આવી રીતે દેહ કળીને કરમાવી નાખવી ઉચીત છે ? આ જોઇ મારા હૃદયમાં કેટલું દુઃખ થતું હશે

તેનો તમને કંઇ ખ્યાલ છે ?" વસંતલાલે પત્નીનું શરીર જોઇ ઠપકાના રૂપમાં કહ્યું.

સુલોચનાએ તેના જવાબમાં હાવભાવથી કહ્યું-પ્રીતમ ! એવું એવું મનમાં કંઇ લાવશો નહિ. એતો અમારો બૈરાંનો પીટ્યો જીવજ એવો અધીરીયો.

વસંત—પણ પ્રિયા ! શરીર ગાળવાની કંઇ હદ હશે કે નહિ ? જોને ! વગર મુશ્કેલીએ હાડકાંની ગણત્રી કરી શકાય છે. ચળકતા વદનપર નીસ્તેજતા દેખાય છે ! શાણી ! ખરેખાત ! મારા કાળજામાં કટાર માર્યા જેટલું કષ્ટ થાય છે.

સુલોચના—પ્રાણેશ્વર ! લેશ પણ શોચ કરો તો મ્હારા સમ ! આપના દર્શન વડે હવે આ શરીર સત્વરે ખીલશે. જોત જોતામાં એટલું બધું લોહી ચડશે કે બારણામાં પેસવું કઠણ પડશે. ! ! ! વારૂ પણ વ્હાલા ! હવે એ વાત વેગળી મુકી દ્યોને ! કહો જોઇએ, જાપાનથી મારે માટે શું શું લાવ્યા ?

વસંત—જ્યારથી સ્નેહ સંબંધ સાંધ્યો છે ત્યારથી મારૂં આખું જીવન તને અર્પણ કર્યું છે ને ?

સુલોચના—શુષ્ક ઉત્તરો આપી સંતોષ મનાવતાં ઠીક આવડે છે ?

વસંત—એ બધો તારા જેવી સ્નેહાળ સુંદરીનોજ પ્રતાપ સમજવો.

સુલોચના—વારૂ વારૂ વલ્લભ ! હવે રાજ્ય પરિવર્તન સંબંધી કંઈ હકીકત તો સાંભળો ! કુરસેનના અત્યાચારની સીમાનું ઉલ્લંઘન થવાથી પ્રજાવર્ગમાં ત્રાસ ત્રાસ વર્તી રહ્યો. આથી રત્નપુરના મહારાજાએ રૈયતની અરજ ઉરમાં લઈ, કુરસેન સાથે લડાઇ જાહેર કરી.

તેમાં કુરસેન મરાયો. મહારાણી સુનંદાએ પુરૂષનો પોશાક પહેરી લડાઇમાં બહુ જ બહાદુરી બતાવી અને મુળરાજના રણધીર નામક સેનાપતીને મૃત્યુ વશ કર્યો. તેના યુદ્ધ કૌશલ્યથી મુળરાજ છક થઇ ગયો અને સંપુર્ણ વિજય મેળવી શકયો નહી. છેવટે સંધી થઇ, મહારાણી સુનંદાએ મુળરાજને પ્રજા પાલનની પુર્ણ રીતે ભલામણ કરી, પોતે શેષ જીવન ઇશ્વર ભજનમાં ગાળવાની ઇચ્છાથી કાશીપુરીનો માર્ગ લીધો. મહારાજા મુળરાજની ન્યાયભરી રાજ્ય વ્યવસ્થાથી રૈયત હાલમાં રામ રાજ્યનો અનુભવ કરે છે.

વસંત—સુલોચ ! ઇશ્વરની કળા ન્યારી છે. અહા ! પ્રજાના પરિતાપનો નાશ થએલ જાણી મારૂં હૃદય હર્ષ જળથી છલકાઇ જાય છે. આજના માંગળીક દિવસે " ભારત વિજય " નામક અઠવાડીક પત્રની સ્થાપના કરવા માટે આનંદ વિલાસ બાગમાં જાહેર સભા ભરીશું, અને દેશોન્નતિના વિષયની ચર્ચાનો આરંભ કરીશું.

સુલોચના—સ્વામી ! મને ત્યાં આવવાની ઘણીજ ઉત્કંઠા છે. આપની રજા છે ?

વસંત—અબળા જાતાને આવી સભાઓમાં ભાગ લેવાની ઘણી જરૂર છે, અને એમ નહિ થાય ત્યાંસુધી આર્યાવર્તની ઉન્નતિ દુર છે. માટે મારી રજા મેળવીને નહિ, પણ પોતાની ફરજ સમજીને તમે ત્યાં હાજરી આપજો.

સભામાં ભાગ લેવા માટે શહેરના તમામ સદ્દગૃહસ્થોને આમંત્રણ કરવામાં આવ્યું. લગભગ ત્રણ વાગે બાગના મકાનમાં લોકની મેદની મળવા માંડી. વસંતલાલનું વિદ્વતાભર્યું ભાષણ સાંભળવા શ્રોતાવર્ગ અત્યંત આતુર હતો. સ્ત્રીઓને માટે પણ મર્યાદા સચવાય એવી રીતે બેસવાની ગોઠવણ કરી હતી.

પ્રમુખપદ આપવાની, તથા એક બીજાના મતને ટેકા આપવાની વિધી સમાપ્ત થયા પછી વસંતલાલે પોતાના સ્થાનેથી ઉભા થઇ પ્રફુલ્લ મુદ્રાએ બોલવા માંડયું—

મહાશયો ! આપ સર્વને અત્રે એકત્ર થએલા જોઇ મને ઘણોજ આનંદ થયો છે. આપણા આર્યાવર્તના અધમ રીવાજને દુર કરવાના ઉદ્દેશથી " ભારત વિજય " નામક અઠવાડીક પત્રની સ્થાપના કરવાનો મારો નિર્ધાર છે, અને તે સંબંધી અનુમતી લેવા માટેજ આપ સદ્‌ગૃહસ્થોને તસ્દી આપવી પડી છે ( તાળીયોનો ગડગડાટ. )

નરસીંહદાસ વકીલે ઉભા થઇ કહ્યું—આપનો ઉદ્દેશ અતી સ્તુત્ય છે. આ નૂતન અઠવાડીકની ઉન્નતી માટે બનતી મદદ કરવા હું બંધાઉ છું, અને સભાસદોને તેમ કરવા આગ્રહપુર્વક વિનતી કરૂં છું.

વસંતલાલે પુનઃ ઉભા થઇ બોલવા માંડયું—બંધુઓ ! આર્યાવર્તમાં બાળલગ્ન અને કન્યાવિક્રય જેવા જીવનહર રીવાજોનું બળ એટલું બધું વધી ગયું છે કે વક્તાઓની વ્યાઘ્ર સમાન ગર્જનાઓ અને પુસ્તકકારોના પ્રબળ પ્રયાસો પણ હજુ તેમનાપર વિજય મેળવવા ભાગ્યશાળી થયા નથી. સ્વાર્થમાં અંધ થએલ માબાપ પોતાનું પાપી પેટ ભરવાની ખાતર કદળી ગર્ભ સમાન કોમળ બાળકીને બુઢ્ઢા યા બેવકુફ વરના કરમાં ધરે છે. અણગમતા સંસારમાં પડવાથી પુત્રી નયનમાં હંમેશ ઉષ્ણ અશ્રુ જળ ભરે છે, અને મરણ માટે વિશ્વ સ્વામીને વારંવાર પ્રાર્થના કરે છે. બાળલગ્નને લીધે બાળકોનાં શરીર નીર્બળ થાય છે. બાદશક્તિમાં ખામી અવલોકાય છે, અને પરિણામે વિદ્યારૂપી રત્ન મેળવવામાં બેનસીબ થાય છે. તેથી

દેશોન્નતીનું કંઇ પણ કાર્ય તેમનાથી થઇ શકતું નથી. માણસના મનનો સર્વ આધાર તનની તંદુરસ્તી ઉપર રહે છે, અને તેનું મૂળ પગથીયું બ્રહ્મચર્ય છે. માટે આર્ય બંધુઓએ પ્રથમ એ પગથીઉ હાથ કરવું જોઇએ. કન્યાવિક્રયથી દંપતીના જીવનમાં ઝેર રેડાય છે. માટે એ અધમ રીવાજ પણ સત્વરે ત્યાગવો જોઇએ. ત્રીજું પગથીઉ "પ્રમાણિકપણું" છે. સત્યના પરિબળ વડેજ સૃષ્ટિનો સર્વ વ્યવ્હાર ચાલે છે, માટે પ્રમાણિકતાનો પ્રાણાન્તે પણ ત્યાગ કરવો નહિ.

આ શિવાય ઐક્ય, પરસ્પર ભ્રાતૃભાવ, માતૃ ભુમી પ્રત્યે પ્રેમ, ઉદ્યોગશીલતા, ઇંદ્રિય નિગ્રહ, નમ્રતા ઇત્યાદિ અનેક અલંકાર છે કે જેને ધારણ કરવાની આર્ય ભ્રાતાઓને ખાસ અગત્ય છે. દેશોન્નતિ સંબંધી વિસ્તૃત વિવેચન "ભારત વિજય" ના પ્રત્યેક અંકમાં નીબંધરૂપે પ્રકટ થશે. જેના વાંચનથી, મને પુર્ણ આશા છે કે ભારત માતાના સંતાનોમાં દેશોન્નતિ માટે દિવ્ય ઉત્સાહ સ્ફુરશે. બંધુઓ ! નીતિના પવિત્ર પંથપર ચાલી ગૃહસ્થાશ્રમને દિપાવવો અને પારમાર્થીક કાર્યોમાં સર્વદા નિમગ્ન રહેવું એજ જીવનનું કર્તવ્ય છે, અને એ કર્તવ્યનું યથાર્થ પાલન કરવા માટે દેશહિતનાં કાર્યો કરવા આપણે સઘળાએ કટીબધ્ધ થવું જોઇએ.

હું પ્રભુને નમ્રતાપૂર્વક અરજ કરૂં છું કે—આર્યબંધુઓનાં અંતરમાંથી અનીતિ, ઇર્ષા, આળસ ઇત્યાદિ દુર્ગુણો દુર થાય અને ભ્રાતૃભાવ, પવિત્રતા અને ઉદ્યોગશીલતા આદિ સદ્દગુણોનો સંચાર થાય એવી સદ્દબુદ્ધિ અર્પજો."

પ્રિય પાઠકો ! અઠવાડીકપત્રની યોજનાનો તેજ સમયે અમલ થયો. પછી વસંતની વિદ્વતા માટે સૌએ મુક્તકંઠે પ્રશંશા કરી અને સભા વિસર્જન થઇ.

## ઉપસંહાર.

પ્રિય બંધુઓ ! મુજ શ્રમ તણી આજે સફળતા થાય છે
પુસ્તક થયું પુરૂં ! અહા ! ઉર હર્ષથી ઉભરાય છે
" જય સત્યનો છે અંતમાં " દ્રષ્ટાંત એ દેખાય છે
ક્રુર કર્મ કરનારા પ્રભુના કોપથી રીબાય છે. ૧
ના, દામ દિકરીના ગણો પરિણામ દુઃખકર છે અતી
નિશ્વાસ બાળા નાખશે ! ના સાંખશે જગનો પતી
રહી મગન નિજ કર્તવ્યમાં પામો કૃપા કિરતારની
સંસારનો ફેરો મટી, ટળશે ભિતી યમ મારની. ૨
લેખો વસંત લખે રૂડા ! બહુ હોંશથી વંચાય છે,
વ્યાપાર હુન્નર ખેડવા જનમન જુઓ ! દોરાય છે!
વિદ્યારૂપી વાડી ખિલી પુષ્પો મનોહર થાય છે,
પરિમળ સુવાસિત ના બળે પરિતાપ સૌ દુઃર જાય છે. ૩
જગપાળ,–વિશ્વાધાર છો સુખકાર સ્વામી સર્વદા,
ભારતમહીં યશ, લક્ષ્મીનો મધ્યાન્હ કાળ હજો સદા;
કરી શાન્ત ઇર્ષાનો અનલ, બળ ઐક્યતું પ્રસરાવજો,
હરિ! હિન્દમાં જય ઘોષમય મંગળ ગીતો ગવરાવજો. ૪
શાન્તી ! શાન્તી ! શાન્તી !!!



# અગાઉથી ગ્રાહક થઇ નામ નોંધાવનાર ગૃહસ્થોની નામાવળી.

**સાબલી.**

૧ રા. રા. કેશવલાલ લીલાધર
૧ ,, મોહનલાલ મોતીરામ
૧ ,, મોહનલાલ મોતીરામ
૧ ,, ચુનીલાલ લાલજી
૧ ,, મગનલાલ લાલજી
૧ ,, મોહનલાલ ગુલાબચંદ

**ગાંઠીઓલ**

૧ રા. રા. છબાલાલ રેવાશંકર

**હીરપુરા**

૧ રા. રા. ભોગીલાલ રણછોડભાઇ

**ભુંડાસણ**

૧ રા. રા. મણીલાલ બહેચરલાલ

**ખાનપુર**

૧ રા. રા. બબાલાલ માનચંદ
૧ રા. રા. મગનલાલ ઉગરચંદ

**જીંજીવા**

૧ રા. રા. કેશવલાલ હીરાલાલ

**હીમતનગર**

૧ રા. રા. નવનીધરાય હરીલાલ

**વણા**

૧ રા. રા. કેશવલાલ મુળશંકર
૧ ,, મોહનલાલ શીવલાલ વક્તાપર
૧ ,, વસનજી સુંદરજી પેઢાયલી
૧ ,, જીવરાજ રવચંદ કડોલી
૧ ,, બબાભાઇ મોહનલાલ ડભોડા
૧ ,, હરીપ્રસાદ નારણુલાલ સ્ટેશન માસ્તર મહાદેવપુરા
૧ ,, મોહનલાલ ઉગરચંદ હીમતનગર

**નાનાગલોડીયા**

૧ રા. રા. દામોદર જીવરામ
૧ ,, નર્મદાશંકર ખેમરામ
૧ ,, વીઠ્ઠલદાસ હાથીરામ

**રણાસણ**

૧ રા. રા. દામોદર છગનલાલ

**સડા**

૧ રા. રા. કેશવલાલ કોદરલાલ

**બુરાનપુર**

૧ રા. રા. દીનાનાથ ત્રીકમરામ
૧ ,, કનૈયાલાલ માણેકલાલ

**થારડી**

૧ રા. રા. ચતુર્ભુજ મોતીચંદ

**ખેડચાંદરણી**

૧ ,, ગીરજાશંકર નંદરામ

૧ ,, મહાશંકર હરીશંકર
૧ ,, મહીધર કામેશ્વર
૧ ,, મહીધર આત્મારામ
૧ ,, હરગોવનદાસ પીતાંબર

**અડપોદરા**

૧ રા. રા. ગીરધરલાલ નરભેરામ
૧ ,, મગનલાલ પુરશોતમ

**ટીંટાઈ**

૧ ઠાકર મહાશંકર નરોતમદાસ

**ટોરડા**

૧ રા. રા. ગણપતરામ મોતીરામ
૧ ,, મહીધર કાળીદાસ રાવળ

**કાનપર**

૧ રા. રા. લીલાધર સેવકરામ
૧ ,, અમથાલાલ કાશીરામ
૧ ,, મોતીલાલ જેઠારામ
૧ ,, હીમતલાલ ડુંગરજી
૧ ,, પ્રભાશંકર દેવશંકર

**મોટાગલોડા**

૧ રા. રા. વિઠ્ઠલદાસ જેઠારામ

**જોરણુજ**

૧ રા. રા. મણીલાલ રામેશ્વર

**દેલવાડા**

૧ રા. રા. કાનજી દયાળજી

**તલસાણા**

૧ રા. રા. માણેકચંદ અમરશી

**દેશોતર**

**વડાલી**

૧ રા. રા. મગનલાલ મોહનલાલ
૧ ,, ચુનીલાલ નરભેરામ
૧ ,, ડાયાલાલ નરભેરામ

**લાખા બાવર**

૧ રા. રા. શામજી લખધીર

**વેરાવળ**

૧ રા. રા. હીરાચંદ ગોવીંદજી

**કાટડા**

૧ રા. કરસનદાસ વાલજી

**રાજકોટ**

૧ રા. રા. વલ્લભદાસ ઠાકરશી

**ભીલોડા**

૨ રા. ત્રવાડી અંબાલાલ ગણપતરામ

**લાખાપુર**

૧ રા. રા. ટોકરશી દેવરાજ
૧ ,, વેરશી વીરપાર

**જાંબુડી**

૧ રા. રા. ચુનીલાલ તલકચંદ

**બારેજા**

૧ રા. રા. ગોકળદાસ ડાયાભાઈ

**જામળા**

૧ રા. રા. ગૌરીશંકર મુળજી
૧ ,, દામોદર કાનજી
૧ ,, શીવલાલ બાદરચંદ
૧ ,, સુરચંદ કેવળદાસ
૧ ,, વી. સી. દવે
૧ ,, મોહનલાલ ઝવેરચંદ

૧ રા. રા. મગનલાલ કીમતરામ
૧ ,, મણીલાલ હરગોવીંદ

**ગાયગઢ**

૧ રા. રા. શોભારામ વીઠ્ઠલરામ

**ગોરેલ**

૧ રા. રા. ગણપતરામ કામેશ્વર

**મુંબઈ**

૨ રા. રા. મોહનલાલ લલ્લુભાઇ
૧ ,, ખંડેરાવ વીઠોબા
૧ ,, ફતેચંદ બાદરજી
૧ ,, શીવજી મણશી
૧ ,, ડી. એ. મહેતા
૧ ,, બચુભાઇ
૧ ,, મુકાદમ માવજી રણછોડ
૧ ,, વ્યાસ કેશવલાલ કાશીરામ
૧ ,, ઠાકર લખમીદાસ ગોપાળ
૧ ,, ચત્રભુજ પ્રાગજી
૧ ,, કરૂણાશંકર દેવશંકર
૨ ,, માસ્તર પરમાનંદ કીરપારામ દવે
૧ ,, શા. મગનલાલ માણેકચંદ
૧ ,, હંસરાજ ઘેલાભાઇ

**બુઢીયા ( બડોલી )**

૧ રા. રા. ત્રંબકલાલ શંકરલાલ દવે
૨ ,, નીલારામ ચત્રુભુજ દવે
૧ ,, ગુમાનચંદ પટણી
૧ ,, તીકમલાલ મુળચંદ
૧ ,, ભગવાન ગંગારામ
૧ ,, દલસુખરામ બબલદાસ
૧ ,, કાન્તીલાલ હીરાલાલ
૨ ,, ડા. બેચરલાલ પ્રાગજી
૧ ,, ઇશ્વરલાલ પ્રાગજી
૧ ,, પદમશી હીરજી
૧ ,, ભાગીરથ
૧ ,, ભગવાનદાસ નગીનદાસ
૧ ,, હીરાલાલ મલુકચંદ
૧ ,, સોરાબજી રેવાશંકરનીકુ
૧ ,, સાવળારામ કાશીનાથ નાબર
૧ ,, કુંવરજી આશમલ
૧ ,, શીવશંકર આદીતરામ
૧ ,, ગીરધરલાલ નરસીદાસ
૧ ,, ડોસા મુળજી
૧ ,, ડા. દેવજી નારણજી

**માણસા**

૧ રા. રા. નારણદાસ જમનાદાસ
૧ ,, ગોરધનદાસ હાથીભાઇ
૧ ,, મથુરદાસ મુળચંદ
૧ ,, નારણદાસ [illegible]વનદાસ
૧ ,, તુળસીદાસ વીરચંદ

**દેત્રોલી**

૧ રા. રા. બેચર ગોવીંદરામ
૧ ,, કૃષ્ણારામ હીરારામ

૧ ,, મહીધરલાલ શંકરલાલ

**વીરપુર**

૧ રા. રા. મોહનલાલ ભાઇચંદ

૧ રા. રા. જગજીવન મગનલાલ

**વીજાપુર**

૧ રા. રા. મગનલાલ અમથારામ

૧ ,, શુકલ બાલકીસ્ન ભાઇ શંકર

૧ ,, હીંમતલાલ વિશ્નુરામ

**રાજુલા**

૧ શા. કરસનદાસ પ્રાગજી

**બાયલ ઢાંખરોલ**

૧ રા. રા. વ્યાસ મગનલાલ અભેરામ

૧ ,, ખેતસી ભાણજી

૧ ,, મુળશંકર દામોદર

૧ ,, વેરસી લધા

૧ ,, શીયાના બાપુ

૧ ,, કાનજી નેણસી

૨ ,, મેસર્સ રતનજી ખીમજીની કું.

૧ ,, સીતારામ ગાંધીની કું.

**જાદર**

૨ રા, રા. ચીમનલાલ નરોતમદાસ

૧ રા. રા. લલ્લુભાઇ ગણપતરામ

૧ ફોજદાર સાહેબ વખતસીંગજી

**ચેલા ( જામનગર )**

૧ રા. રા. શેઠ મેઘજી કરમશી

**જામનગર**

૧ રા. રા. ચતુભુજ શ્યામજી

૧ ,, લાલજી દેવરાજ

**મુંબઇ**

૧ રા. રા. પંડયા મુળજી પ્રેમજી

૧ ,, વ્રજદાસ ઇંદ્રજી

૧ ,, કેશવજી અમથાલાલ

૧ ,, ગીરધરલાલ શીવરા

૧ ,, ઠાકરશી હીરજીની કું.

૧ ,, ગુલાબશંકર નરભેરામ

૧ ,, જગદત્ત મણીરામ

૧ ,, મણીલાલ મગનલાલ

૧ ,, ભટ ધનેશ્વર કુબેર

૨ ,, પંચોલી ભક્તિરામ જયશંકર

૬ ,, ભટ રામશંકર હરગોવીંદ

૧ ,, નરોતમદાસ ગીરધરલાલ

૧ ,, વાસુદેવ જેઠીરામ

૨ ,, નર્મદાશંકર કેશવરામ

**બ્રહ્મપુરી**

૧ રા. રા. કાશીરામ મયારામ

૧ ,, ઠા. જેઠીરામ પરશોતમ

**નાગલપુર**

૧ રા. રા. પરશોતમ ઉમરશી

૧ રા. રા. મેતા મણીલાલ જેઠાલાલ
૧ ,, સીતારામ રણછોડદાસ
૧ ,, બળદેવ દામોદર
૧ ,, મણીલાલ રવીદત

**બડોલી**

૧૦ રા. રા. મુકાદમ દલપતરામ ગીરધરલાલ ત્રીવેદી
૨ ,, શીવશંકર જદુરામ
૧ ,, રાવલ ગોરધન ધનેશ્વર
૧ ,, ત્રીવેદી લાલજી મોતીરામ
૨ ,, જપીઆદીતરામ શીવરામ
૧ ,, ભટ શંકરલાલ કુબેર
૧ ,, મણીલાલ સુરચંદ

**વરલી ( કચ્છ )**

૧ રા. રા. જેરામગર તેજગર

**પલીયડ**

૧ રા. રા. મણીલાલ ચીમનલાલ માસ્તર
૧ રા. રા. નરોતમદાસ ચુનીલાલ

**ઉનાઉ ( બાલવા )**

૧ રા. રા. મણીલાલ સંપતરામ ભટ

**બ્રહ્મપુરી**

૨ રા. રા. કોદરલાલ કેશવરામ
૧ ,, હીરજી આસુ

**ઇડર**

૨ રા. રા. મેતા મોહનલાલ નેમચંદ
૧ ,, જેઠાલાલ શીવરામ પંડયા
૧ ,, ચકુલાલ વેણીચંદ સોની
૧ ,, રાવજી સુરચંદ
૧ ,, અમથાલાલ મોહનલાલ
૧ ,, મોહનલાલ ચોથમલજી
૧ ,, ડાયાલાલ લલ્લુભાઇ
૧ ,, હીરાલાલ જયચંદ
૧ ,, ડાયાલાલ કેશવલાલ

**વાંકાનેર**

૧ રા. રા. ઠા. કોદરલાલ ગણપતરામ

**કેરા ( કચ્છ )**

૨ રા. રા. ટોકરશીભાઇ ઉકેડા

**અમદાવાદ**

૧ રા. રા. વાઘજીભાઇ કાશીરભાઇ
૧ રા. રા. મગનલાલ ઝવેરચંદ શાહ
૧ રા. રા. ત્રીકમલાલ રણછોડદાસ
૨ રા. રા. અમીચંદ પીતાંબરદાસ
૧ રા. રા. ફુલચંદ ત્રીભોવન

૨ ,, ડા. દામોદર અમથારામ
૨ ,, જાની મુળશંકર પીતાંબર
૧ ,, જમીયતરામ દુલભજી
૧ ,, મોહનલાલ રેવાશંકર
૧ ,, ચુનીલાલ હરગોવીંદ
૧ ,, મહાશંકર હરગોવીંદ

**ચીત્રોડા**

૧ રા. રા. ચુનીલાલ લીલાધર જાની
૧ ,, જગન્નાથ દેવશંકર
૧ ,, વાસુદેવ રેવાશંકર
૧ ,, ગંગારામ કે. શુકલ
૧ ,, પરશોતમ મુલજી

**સુરત**

૧ રા. રા. ઠાકોરલાલ ગીરધરલાલ

**વીહરોલ**

૧ પટેલ મગનલાલ મુળચંદ

**વડોદ**

૧ મા. હાથીભાઇ દેસાઇભાઇ

**ખેડબ્રહ્મા**

૧ પટેલ કેશરભાઇ માધવજી

**ને. ચી ( ધંધુકા )**

૧ રા. રા. ભુદરદાસ કાલીદાસ

**રૂહરડી**

૧ રા. પરોત લલ્લુભાઇ હરજીવન
, ,, નર્મદાશંકર સાંકળેશ્વર

૧ ,, ત્રીભોવનદાસ વિશ્નુરામ દવે

**થુરાવાસ**

૧ રા. રા. પુંજીરામ રેવાશંકર ત્રવાડી

**ચરાડા**

૧ રા. રા. ચોધરી દેમરભાઇ

**અમેરાજ**

૧ ,, બલદેવદાસ વીઠ્ઠલદાસ
૧ ,, ગાંધી છગનલાલ રવચંદ
૧ ,, ડા. અંબાલાલ છગનલાલ
૧ ,, ડા. મોહનલાલ માતીરામ
૧ શ્રીમતી સંતોકબાઇ નરોતમદાસ સરૈયા

**મોટા દેવલીયા**

૧ રા. ટપુલાલ ભવાનીશંકર

**ધાધલપુર**

૧ રા. રા. ગોપાળજી ઉજમશી

**ઉમરાલી**

૧ રા. રા. મોહનલાલ ઓધવજી

**મોરબી**

૧ રા. રા. જટાશંકર ડાયાલાલ
૧ રાજગોર મણીશંકર ડોસાભાઇ

**ગોધા**

૧ શા. જેસુખ રામચંદર

**વસાઈ**

૧ રા. રા. ગોકળદાસ ચુનીલાલ
૧ ,, ગોરધનદાસ ઉમરચંદ

**અમરેલી**

૨ રા. રા. હીરાચંદ જગજીવન

**દેહગામ**

૧ રા. શા. નારણદાસ ચુનીલાલ

**ઉના**

૧ રા. રા. શા. પાનાચંદ કમળશી

**ભાવનગર**

૧ રા. રા. ફતચંદ હરીચંદ
૧ ,, જગન્નાથ ઉત્તમરામ
૧ ,, ગોવરધન તુલજારામ
૧ ,, બલદેવ નીત્યારામ

**કુકડીયા**

૨ રા. રા. અમથારામ ગીરધર
ઠાકર
૨ ,, ડા. પ્રલ્હાદ ત્રીભોવન
૨ ,, ત્રવાડી ગીરજાશંકર

૧ ,, હરગોવીંદ મણીલાલ
વીરપુર

**સીણોલ**

૧ રા. રા. ડુંગરદાસ લલ્લુભાઈ
૧ રા. રા. શીવરામ પુંજીરામ
૧ ,, કાશીરામ કેશવરામ

**આકરૂંદ**

૧ રા. રા. રવચંદ છગનલાલ

**વાસણા**

૧ રા. રા. રેવાચંદ માણેકલાલ

**દાવડ**

૧ રા. રા. મેતા કચરાદાસ ગુ-
લાબચંદ
હરીશંકર

**મઉ**

૧ રા. રા. ડાયાલાલ મગનલાલ
૧ ,, નર્મદાશંકર પરશોતમ

**પાટણ**

૧ રા. રા. મોતીલાલ રામચંદ
૧ ,, કેશવલાલ ન્યાલચંદ
૧ ,, મીઠુ તેજપાલ
માંડવી (કચ્છ)
૧ ,, ભોગીલાલ ગીરધરલાલ
મુંબઈ

